શ્રી ગુસાંઇજી કૃત

# અષ્ટાક્ષર વિવરણનું
# ગુજરાતી ભાષાંતર

પુષ્ટિમાર્ગના વૈષ્ણવભાઇઓને માટે.

(શ્રી આચાર્યજી મહાપ્રભુ જીને વંદન કરીને એમની કૃપાથી).

છપાવી પ્રસિદ્ધ કરનાર,
માધવપુર નીવાસી
ગિરીનારા બ્રાહ્મણ જાનિ, રેવાશંકર

શ્રી "ગોવર્ધન મુદ્રાલય" મા
મુંબઇ

નોઇ

૪૯૫૭

શ્રી ગુસાંઇજી કૃત

# અષ્ટાક્ષર વિવરણનું ગુજરાતી ભાષાંતર

પુષ્ટિમાર્ગના વૈષ્ણવભાઇયોને માટે.

(શ્રી આચાર્યજી મહાપ્રભુજીને વંદન કરીને એમની કૃપાથી)

છપાવી પ્રસિદ્ધ કરનાર,

માધવપુરનીવાસી

ગિરીનારા બ્રાહ્મણ જાતિ, રેવાશંકર વેલજી.


શ્રી "ગોવર્ધન મુદ્રાલય" માં મુદ્રિત કર્યું.

મુંબઈ:

સંવત ૧૯૪૮.

નોછાવર ૭ આના.

# પ્રસ્તાવના.

આ "અષ્ટાક્ષર વિવરણ" નામનો લઘુ ગ્રંથ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ભાઈયોની સેવામાં મૂકતાં તે સંબંધી સંક્ષિપ્ત બીના જણાવવાની રજા લઉં છું.

આ "અષ્ટાક્ષર વિવરણ" નામનો નહાનો ગ્રંથ શ્રી ગુસાંઇજી **વિઠ્ઠલનાથજી** કૃત વ્રજભાષામાં પ્રસિદ્ધ છે. તે ઘણો જૂનો અને નાશવંત અવસ્થામાં જોઈને મેં તેનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કર્યું છે. એ ગ્રંથ ઘણો નહાનો હોવાથી તે સાથે **બેઠક ચરિત્ર** એટલે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની ચોરાશી બેઠક છે, શ્રી ગુસાંઈજી શ્રી વિઠ્ઠલનાથજીની અઠયાવીશ બેઠક છે, શ્રી ગિરિધરજીની ત્રણ બેઠક છે, અને શ્રી ગોકુલનાથજીની તેર બેઠક છે. તે કયા કયા સ્થલમાં બિરાજે છે તેનું સંક્ષિપ્ત વર્ણન, અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીની પાદુકા ભૂતલ ઉપર ચૌદ બીરાજે છે તે કયા કયા સ્થલમાં બિરાજે છે તેની યાદી, તથા **સ્વરૂપપ્રકાશ** એટલે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં સેવ્ય સ્વરૂપ ૩૬ છે, અને શ્રી ગુસાંઈજી શ્રી વિઠ્ઠલનાથજીનાં સેવ્ય સ્વરૂપ ૧૦ છે. તે કયા કયા વૈષ્ણવોને માથે પધરાવેલ અને હાલ કોને માથે તથા કયા કયા સ્થલમાં બિરાજે છે તેનાં વર્ણનનો સ્વરૂપનાં પ્રાગટય સાથે સમાવેશ કર્યો છે.

આ ગ્રંથનું ભાષાંતર કરવામાં પુષ્ટિમાર્ગને અનુસરીને ભાષાની પ્રૌઢીને જાળવવા માટે ખૂબ સાવચેતી રાખવામાં આવી છે; પરંતુ કોઇ ઠેકાણે અનુચિત તથા અયોગ્ય ભૂલચુક લખાઈ ગઇ હોય તો કૃપાદૃષ્ટિથી સુધારી મારી અજ્ઞાનતા ઉપર માફ કરશો. એજ વિનંતિ. વળી સુજ્ઞ વૈષ્ણવજન પ્રત્યે મારી એ પ્રાર્થના છે કે, નજરચુકથી કાંઇ પણ ભૂલ રહી ગઈ હોય તો મારા ઉપર ક્ષમા કરી સુધારી વાંચવું.

આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરવામાં મારા પરમ પ્રિય મિત્ર જોશી ધરમશી ગોપાલજી. તથા જોશી રણછોડદાસ મમલાણી અને દા૦ નંદલાલજી પ્રયાગજી તથા ભટ નરોત્તમ વિષ્ણુરામ. એઓ વ્યાપારી અને વૈષ્ણવજન છે. એ સદ્‌ગૃહસ્થો તરફથી પણ મને સારો આશ્રય મળવાથી તેઓનાં મુબારક નામો આ પુસ્તક સાથે મારી યાદદાસ્ત સારૂ જોડી રાખું છઉં. તથાસ્તુ શુભંભવતુ.

મુંબઈ. ભુલેશ્વર બજાર, પત્રાવળી તથા દડીયાની દુકાન.

**રેવાશંકર વેલજી જાની,**
વૈષ્ણવ સંપ્રદાયનાં પુસ્તકો
પ્રસિદ્ધ કર્તા.



શ્રી ગુસાંઈજી કૃત

# શ્રી અષ્ટાક્ષર વિવરણનું ગુજરાતી ભાષાંતર

## મંગલાચરણ.

श्रीकृष्णायनमः ॥ श्रीगोपीजनवल्लभायनमः ॥ श्रीमदाचार्य
चरणकमलेभ्योनमः ॥ श्रीगुसांइजी परमदयालवेनमः ॥

चिंता संतान हंतारो यत्पादांबुजरेणवः ॥
स्वीयानांतान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥ १ ॥
यदनुग्रहतोजंतुः सर्व दुःखातिगोभवेत॥
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥ २ ॥

**ભાવાર્થ:**—જેના ચરણકમલની રેણુ ભક્તજનની વિસ્તાર પામેલી ચિંતાને હરે છે, શ્રી મદ્વલ્લભાચાર્યજીને હું વારંવાર પ્રણામ કરૂં છું જેના અનુગ્રહથી પ્રાણી સર્વ દુઃખથી પાર પડે તેવા શ્રી મદ્વલ્લભનંદન (શ્રી વિઠ્ઠલનાથજી શ્રી ગોસાંઈજી)ને હું સર્વદા વંદન કરૂં છું.

# અથ શ્રી હરિદાસો વિરચિત શરણાષ્ટક પ્રારંભ

સ્વામિની ચિંતયાચિત ખેદ ખિન્ન મુખાંબુજ
નમન્નયન યુગલ સકૃષ્ણઃશરણં મમ ॥૧॥
મનોજભાવ ભરિતો ભાવ પનમન સારિત
મિલન વ્યાકુલ મના સકૃષ્ણઃશરણં મમ ॥૨॥
વિશ્વાસ શ્રુષ્પદ્ર્દંદનો મધુરાધર પલ્લવ
મુરલીનાદ નિરને સકૃષ્ણઃશરણં મમ ॥૩॥
નિકુંજ મંદિરાતસ્થ: સુખ પલ્લવતલ્પક
પ્રતી ક્ષમાનસ્વપ્રામિ સકૃષ્ણઃશરણં મમ ॥૪॥
વિયોગભાવ વિહસદ્રદ્દનાંબુજ સુંદર
આકાર્ણ્ય લલિરૂતં સકૃષ્ણઃશરણં મમ ॥૫॥
મુંચન્નશ્રણિ વિલુઠત્ ગાયન્મત્ત ઈવ ક્વચિત્
નૃત્યંરસાસક્તમના સકૃષ્ણઃશરણં મમ ॥૬॥
સયાન એકલસ્તલ્પે સ્વપ્ન સંબંધ સિદ્ધયે
પ્રબોધપશ્ચાતાપોય: સકૃષ્ણઃશરણં મમ ॥૭॥
રસાત્મ રસરીતજ્ઞો રાસલીલા પરાયણં
રસાત્મ ગોપીરસિક: સકૃષ્ણઃશરણં મમ ॥૮॥

## શ્રી કૃષ્ણાયનમઃ શ્રી ગોપીજનવલ્લભાયનમઃ
## શ્રી મહાચાર્યચરણકમલેભ્યોનમઃ

---

હવે શ્રી ગુસાંઇજી આપ કહે છે કે, જ્યારે શ્રીમહાચાર્યજી મહાપ્રભુજી આપ ભૂતલને વિષે દૈવીજીવના ઉદ્ધારાર્થે પ્રકટ થયા ત્યારે શ્રીમહાચાર્યજી મહાપ્રભુજીએ વિચાર્યું કે દૈવી-જીવ તો શ્રી ભગવાનથી અલગા રહી ભૂતલને વિષે પ્રકટ થયા છે તેથી તેમને અનેક જન્મ લેવા પડે છે; તેથી અનેક જન્મને લીધે આ સૃષ્ટિમાં ભટકતા ફરે છે; પણ કંઈ સ્વાર્થ થાતો નથી અને માયાવાદી આસુરી જીવનો સંગ કરીને દૈવીજીવ પોતાનું સ્વરૂપ ભુલી ગયાછે. તેણે કરીને શ્રી ભગ-વાન પુરણપુરુષોત્તમથી વીમુખ થઈ રહ્યા છે તેથી તેમને કંઈ શ્રી ભગવાનની પ્રાપ્તિ થતી નથી અને શ્રી કૃષ્ણરસ વગર થયા છે તેથી તેવા દૈવીજીવને જોઈને શ્રીમહાચાર્યજી મહાપ્રભુજી આપ પરમ દયાલુ છે વાસ્તે દૈવીજીવનો ઉદ્ધાર કેવી રીતે થાય તેનો વિચાર આપને થયો.

કે જ્યારે શ્રી ઠાકોરજીને શરણે દૈવીજીવ આવે ત્યારેજ કૃતાર્થ થાય, પરંતુ બીજાં અનેક સાધનથી તો જીવ કદી પણ કૃતાર્થ થાય નહીં. તેથી શ્રીમહાચાર્યજી મહાપ્રભુજીએ

જીવના ઉપર કૃપા કરી શરણ લઈને (શ્રી અષ્ટાક્ષર મંત્ર) તેજ સમય પ્રગટ કરી દૈવીજીવને દાન દીધું. કેમકે, આપે અષ્ટાક્ષર મંત્રમાં નીજ દૈવીજીવના ઉપર ઘણીજ કૃપા કીધી છે, શાથી જે આ મંત્રનું દાન આપતાં જીવને નવધાભક્તિનું દાન આપ્યું છે. ત્યાં નવધાભક્તિ કઈ કઈ છે તે કહે છે:— પ્રથમ તો શ્રવણ, કીર્તન, સ્મરણ પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન. તેથી આત્મા નિવેદનપર્યંત નવમી ભક્તિનું દાન શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ શરણ મંત્ર દઈ સિદ્ધ કીધું છે. વાસ્તે આ નવધાભક્તિ તો બ્રહ્માદિકથી અથવા કોઈથી પણ સિદ્ધ થઈ નથી તો આ જીવથી ક્યાંથી સિદ્ધ થાય? કેમ જે શ્રવણભક્તિ તો એક પરીક્ષત રાજાએ ભગવાનના યશ સાંભળવામાં સિદ્ધ કરી છે, અને બીજી ભક્તિ કીર્તન તે શ્રી શુકદેવજી મુનિએ ભગવત કીર્તન કરવામાં સિદ્ધ કરી છે, ત્રીજી ભક્તિ સ્મરણભક્તિ તે પ્રલ્હાદજીએ હરિસ્મરણ કરી સિદ્ધ કરી છે, ચોથી ભક્તિ પાદસેવન તે શ્રી લક્ષ્મીજીએ ભગવાનના ચરણાર્વિંદની સેવાથી સિદ્ધ કરી છે, પાંચમી ભક્તિ અક્રૂરજીએ વંદન કરી સિદ્ધ કરી છે, છઠ્ઠી દાસ્યભક્તિ હનુમાનજીએ શ્રી ભગવાનનું દાસત્વ કરી સિદ્ધ કરી છે, સાતમી અર્ચન (પૂજન) ભક્તિ પૃથુરાજાએ સિદ્ધ

કરી છે; અને આઠમી સખ્ય (સુદ્રઢભાવ) ભક્તિ અર્જુને સિદ્ધ કરી છે, નવમી આત્મનિવેદન ભક્તિ બલીરાજાએ શ્રી ભગવાનને સર્વસ્વ અર્પણ કરવામાં સિદ્ધ કરી છે. એ સર્વે ભક્તિથી શ્રેષ્ઠગતીને પામ્યા. જો કે તેતો એવા સામર્થ્યવાન હતા તોપણ તેઓએ મહાકષ્ટથી એક એક ભક્તિ સિદ્ધ કરી છે; પણ નવે ભક્તિઓ તે કોઈથી પણ સિદ્ધ થઇ શકી નથી, વાસ્તે આ કળિકાળના જીવમાં એટલી સામર્થ્યતા ક્યાંથી હોય જે એટલી ભકિતના સાધનમાં તે એક પણ સાધન કરી શકે. પરંતુ શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી તો સાક્ષાત્ પૂર્ણપુરૂષોત્તમ છે. શ્રી કૃષ્ણચંદ્ર શ્રીગોવર્ધનદ્ધર મુખાર્વિંદરૂપ આપ છે. કર્તું અકર્તું અન્યથાકર્તું સર્વ સામર્થ્યવાન છે તેથી દૈવીજીવના ઊપર અનુગ્રહ કર્યો. દૈવીજીવે શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીની પાસે આવી શરણ મંત્ર લીધો તે સમયે નવે ભકિતની સિદ્ધિ થઇ તેમાં કાંઇ સંદેહ નહીં, કેમ કે શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી તો સાક્ષાત્ પૂર્ણબ્રહ્મ છે. તેથી પૂર્ણપુરૂષોત્તમનો આપેલો જે પદાર્થ હોય તે તત્કાલ ફલિત થાય તેમાં કંઈ સંદેહ નહીં. માટે શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીનો પ્રતાપ એવો છે; પરંતુ જીવની બુદ્ધિ સ્થિર રહેતી નથી તેથી મનમાં એવું વિચારે કે શું આ રીતથી, આ મંત્રથી ફલ સિદ્ધ થશે કે નહીં. થશે એ સંદેહ દૈવીજીવના

મનમાં રહ્યો તેથી એ સંદેહને લીધે શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ અષ્ટાક્ષર મંત્ર કહ્યો છે તેનો ભાવ શ્રી ગુસાંઈજી (શ્રીવિઠ્ઠલનાથજી) કહેછે.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણેતિ એવું કહીને એ જણાવ્યું કે અહોર્નિશ શ્રી કૃષ્ણ એવું જે નામ તે મૂખથી કહેતાં રેહેવું.

એક ક્ષણમાત્ર પણ શ્રી કૃષ્ણ નામનું સ્મરણ કર્યાવિના રહેવું નહીં.

કેમકે એ નામ તત્કાલ ત્રિવિધ તાપનો નાશ કરે છે; અને સત્વ, રજ તથા તમતાની નિવૃત્તિ આપે છે તેથી પુનઃ પુનઃ વારંવાર શ્રીકૃષ્ણઃશરણંમમ એમ કહેતાં રહેવું. જે ક્ષણમાં શ્રી કૃષ્ણ નામનો ઉચ્ચાર ન થાય તે ક્ષણમાં આસુરભાવની પ્રાપ્તિ થાય છે. અને જ્યારે આસુરભાવ પ્રાપ્ત થાય તે સમે ભગવત સેવા ભગવત દર્શનઅને ભગવત આશ્રયમાંથી મન છુટી જાય અને જ્યારે ભગવત સેવામાંથી મન છુટયું ત્યારે ભગવત સેવામાંથી વિમુખ થયો અને જ્યારે ભગવત સેવા અને ભગવત દર્શનમાંથી મન છુટયું ત્યારે શ્રી ઠાકોરજીમાંથી પણ વિમુખ થયો. શ્રી ઠાકોરજીથી વિમુખ થયા ત્યારે ભગવત ભજન કીર્તનમાંથી પણ મન છુટી જાય અને પછી ભગવત આશ્રય પણ છુટી જાય છે. અને ભગવત આશ્રય છુટયો ત્યારે તો અલૌ-

કિક સઘળો પદાર્થ કંઇ રહ્યો નહીં, અને અલૌકિક પદાર્થ સઘળો છુટયો ત્યારે તો આ કેવળ લૌકિક થઇ જાય અને જયારે લૌકિકતા પ્રગટ થઇ ત્યારે તો ચિત્તમાં આસુરી આવેશ ઉદ્વેગ થઇ આવે.

અને ચિત્તમાં જયારે ઉદ્વેગતા થઈ ત્યારે તો અનેક પ્રતિબંધ ઉપજે, જયારે પ્રતિબંધ થયો ત્યારે તો જીવને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સરતા ઈત્યાદિ સર્વ દોષ જીવના હૃદયમાં પ્રવેશ થાય અને જયારે કામ ક્રોધાદી મત્સરતા પ્રગટ થઇ ત્યારે તો દેહપણ પરવશ થયો; અને ઇંદ્રિય પણ પરવશ થઇ ત્યારે જીવ મન સઘળું પરવશ થયું. જયારે જીવ ઇંદ્રિય દેહ પરવશ થયાં ત્યારે રોમરોમમાં લૌકિક વિષય પ્રગટ થઇ જાય; તેને વાસ્તે અષ્ટ પ્રહર ચિત્તની વૃત્તિ વિષયમાં લાગી રહે. તેથી કરીને ભગવત્‌સ્વરૂપનો આવેશ તો હૃદયમાં આવે નહીં. વાસ્તે કહે છે કે, ( विषयाक्रांति देहनामनावेशः सर्वथा हरे ) એટલે વિષયના આવેશથી સારી સારી વસ્તુ ખાવાનું મન થાય અથવા સારાં સારાં વસ્ત્ર પહેરવાનું મન થાય પછી અણપ્રસાદી સામગ્રી હોય તે પોતીકા સ્વાદને અર્થે તથા ઇંદ્રિયોને પુષ્ટિ કરવાને અર્થે પોતે ખાય; અને સુંદર વસ્ત્ર

ઉત્તમ શ્રી ઠાકોરજી લાયક હોય તે પોતાના દેહની શોભાને અર્થે પોતે પહેરે તથા અફીમ ઈત્યાદીક કેફી વસ્તુનું સેવન કરે તેથી અજ્ઞાનઉન્મત્તતા થઈને વિષયમાં તત્પર થાય. અને ઊંચ નીચનો કંઇપણ વિચાર કરે નહીં તથા વિષય-રસમાં મગ્ન થઇ સઘળા ધર્મનો ત્યાગ કરે અને જો કોઈ તેને લક્ષણ છોડાવી દેવાનો બોધ આપે તો તેના ઉપર ક્રોધ કરે કોઇનું કહ્યું માને નહીં અને સર્વેની નિંદા કરે. એ રીતે કામ ક્રોધે કરીને અષ્ટપ્રહર એમાંજ ચિત્ત રાખે તેથી કરીને સર્વસ્વ હાની થાય અને અનેક દોશ ઉપજે એવો વિચાર કરીને શ્રી કૃષ્ણના નામનું વારંવાર સ્મરણ કરવું, એક ક્ષણ પણ મુખમાંથી છોડવું નહીં. અને કામ ક્રોધાદી ષડ્‌રીપુના દોષને દુર કરવાનો ઉપાય એક શ્રી કૃષ્ણનું નામસ્મરણ છે, તેથી શ્રી ગુસાંઇજી (શ્રી વિઠ્ઠલનાથજી) એ કહ્યું છે જે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણેતિ ત્રણ વાર ફરી ફરી કહ્યું છે. તેથી વારંવાર એજ નામનો ઉચ્ચાર કરવો. ફરી શ્રી ગુસાંઈજી (શ્રી વિઠ્ઠલનાથજી)એ કહ્યું છે કે શ્રી કૃષ્ણ નામ સદા જપતાં તેનો ભાવાર્થ એ છે કે, સદા સર્વદા સર્વ કાલવિષે સુતાં, બેસતાં, જાગતાં, કામ કરતાં, ઉઠતાં, માર્ગે પ્રતિક્રમણ કરતાં, બોલતાં, રાત્રદિન, ઘડી ઘડી,

પળ પળ, ક્ષણ ક્ષણને વિષે, પવિત્રતામાં, અપવિત્રતામાં શ્રી કૃષ્ણ નામનો ઊચ્ચાર કરવો ભુલવું નહીં. સદા સર્વદા શ્રી કૃષ્ણના નામનું સ્મરણ કરવું. શ્રી ગુસાંઈજી (શ્રી વિઠ્ઠલનાથજી) આપ કહે છે કે, શ્રી કૃષ્ણ નામ સદા જપવું. કેમકે જપ નામ ગોપ્યનું છે. તેથી નામ એવી રીતે જપીએ કે જેમાં હોઠ ફરકે નહીં અને બીજું કોઈ સાંભળે નહીં. એવી રીતે જપવું શાથી જે આ શ્રી કૃષ્ણ નામ કહેવું છે? ગુઢરસમય પદાર્થ છે એમ જાણવું. ચાર વેદનો પરમ રહસ્ય પદાર્થ છે અને અષ્ટાદશ પુરાણ શ્રી મદ્‌ભાગવતનો સાર પરમરહસ્ય પદાર્થ છે. બીજું શ્રી સ્વામિનીજીનો પરમ રહસ્ય ગઢભાવાત્મક સ્વરૂપાત્મક પરમરહસ્ય પદાર્થ છે. અને શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી-નો પરમરહસ્ય પદાર્થ છે તેથી સઘળા ગ્રંથનો સાર પર-મરહસ્ય એવો પદાર્થ મહા અલૌકિક અષ્ટાક્ષર મંત્ર છે. તેથી શ્રી ગુસાંઇજી, (શ્રી વિઠ્ઠલનાથજી) એ કહેલું છે જે સદા જપવું. તેથી સદા સર્વદા પરમતત્ત્વ જાણીને સર્વ કાલ-વિષે આ શ્રી કૃષ્ણના નામનો જપ કરવો તેમાં એનો નેમ નથી જે આટલો જપ કરવો, અથવા અમુક દિવસ સુધી કરવો, અથવા અમુક મહિના સુધી કરવો કે આટલા

દિવસ સુધી કરવો તથા સત સહસ્ર અને લક્ષ કોટીની અવધિપર્યંત આ જીવનો કંઈ નેમ નથી તેથી જયારથી થયું ત્યારથી નિત્ય અહર્નિશ શ્રધ્ધાપૂર્વક જપ કરતાં રેહેવું. અને જ્યાંસુધી શ્વાસ હોય ત્યાંસુધી પોતાના પરમ નિજવ્રત પતિવ્રતા દાસ ધર્મનો સાર રસરૂપ જાણી આ મંત્રનો જપ કરવો. જે ક્ષણને વિષે આ જીવ જપ કરે નહીં તે ક્ષણને વિષે તેનો પતિવ્રતા ધર્મ સઘળો છુટી જાય અને આસુરી વેશ થઈ જાય તેથી કરીને શ્રી ગુસાંઇ-જીએ કહ્યું છે જે શ્રી કૃષ્ણ નામ સદા જપવું. માટે આગળ કહે છે કે, ( आनंदं परमानंदं वैकुंठ तस्य निश्चितं ) તેનો ભાવ એ છે જે આનંદ એવું જયારે આ જીવ શ્રી કૃષ્ણ નામનો ઊચ્ચાર કરે ત્યારે તેના સર્વાંગ એટલે આખા શરીરને વિષે આનંદ ઉપજે ત્યાંહાં શ્રી ઠાકોરજીનું જે સંયો-ગાત્મક સ્વરૂપ છે તેનો આ જીવને અનુભવ થાય, એ ઊપરાંત બીજું આનંદ આપનાર આ જીવને કાંઇ છેજ નહીં. તેથી શ્રી કૃષ્ણ જે શ્રી પૂર્ણપુરૂષોત્તમ છે તેનાં સાક્ષાત દર્શન થાય અને સર્વ લીલાનો અનુભવ જે છે તે આ નામસ્મર્ણથી થાય છે તેમાં કંઈ સંદેહ ધારવો નહીં. વાસ્તે શ્રી ગુસાંઈજીએ કહ્યું છે જે (वैकुंठं तस्यनिश्चितं)

એનો ભાવ એ છે જે જીવ શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીને શરણે આવીને સદા સર્વદા અહર્નિશ શ્રી કૃષ્ણના નામનો ઉચ્ચાર કરે છે તેને શ્રી ઠાકોરજી આપણા રમણસ્થલમાં જે વ્રજ દેશ છે. શ્રી યમુનાજી શ્રી ગિરીરાજ શ્રી વૃંદાવન શ્રી ગોકુલ આદી રમણસ્થલને વિષે આ જીવની સ્થિતી (વાસ) કરે એટલે વ્રજ દેશમાં સ્થિતી થઇને સદા સર્વદા અહર્નિશ શ્રી ઠાકોરજીની અનેક લીલાનાં દર્શન કરીને અનુભવ થાય એવી કૃપા શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ આ જીવની ઉપર કરી છે તેથી વૈકુંઠ સંબંધી જે પદાર્થ તે શ્રી ગોકુલ શ્રી યમુનાજી શ્રી વૃંદાવન શ્રી ગિરીરાજ તેની સમીપ જીવનો વાસ થાય તેમાં કશો પણ સંદેહ નહીં, તેથી શ્રી ગુસાંઈજીએ આપે કહેલું છે જે (वैकुंठं तस्यनिश्चितं) તેથી આ શ્રી કૃષ્ણ નામ એવો પદાર્થ છે. તે અષ્ટપ્રહર સદા સર્વદા ભાવે કરીને શ્રી કૃષ્ણ નામનો ઉચ્ચાર જીવે અવશ્ય કરવો. એક એક ક્ષણ વિષે શ્રી કૃષ્ણ નામનો અહર્નિશ અવશ્ય જપ કરવો. હવે વળી પણ શ્રી ગુસાંઈજી આપ કહે છે જે (योनु स्मरेत् सदा कृष्णं यमस्तस्य करोतिकिं) એ કહીને જણાવ્યું જે જીવ સદા

સર્વદા શ્રી કૃષ્ણ નામનું સ્મર્ણ કરે છે તેને કાળાદીકનો ભય થતો નથી, તે શાથી જે શ્રી ભગવાન તો કાળાદીકના નિયામક છે તેથી જે જીવ શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીને શરણે આવી શ્રી કૃષ્ણ નામનું સ્મરણ કરે છે તેને કાલાદિક પણ દંડ દેવાને સમર્થ નથી. કેમ જે એવા દૈવીજીવ શ્રી ઠાકોરજીને ઘણાજ પ્રિય છે અને ઘણીજ કૃપા છે તેવા જીવને કાલાદીકનું શું સામર્થ્ય છે જે ભય દેખાડે અથવા દંડ દીએ. માટે રંચક પણ કાલનો ભય ઊપજે નહીં. વળી પણ શ્રી ગુસાંઈજી આપ કહે છે જે ( भस्मी भवती वैतस्य सर्व हत्यादिकं ततः ) તેનો ભાવ એ છે જે શ્રી કૃષ્ણ નામનો જે કોઇ જપ કરે તેને બ્રહ્મહત્યા, ગૌહત્યા, બાળહત્યા, સ્ત્રીહત્યા, ગોત્રહત્યા, આત્મહત્યાદીક મહાપાતક છે તે બધાને નિવર્ત કરી ભસ્મ કરી નાખનારૂં શ્રી કૃષ્ણ નામ છે. કોઇ પણ જીવ પાપ રહીત નથી. જેમ એક ગમે તેવો મોટો રૂનો ઢગલો હોય અને તે ઊપર રંચક અગ્નિની ચીંગારી પડે તો તેનો તત્કાલ નાશ થઈ જાય તેમ શ્રી કૃષ્ણ નામથી ગમે તેવાં મોહોટાં પાપ હોય તેનો નાશ થાય. તેવી રીતે જીવને નાના પ્રકારના દોષ છે. દ્રષ્ટિએ કરીને, વાણીએ કરીને, મને કરીને, કાયાએ

કરીને, એવાં એવાં અનેક પાપ છે તેનો પાર નથી શાથી જે જીવના અનેક જન્મ થયા છે; ને કોઈ જન્મમાં ભગવત ભજન નહીં થયું હોય. એક આ મનુષ્ય જન્મમાં ભજન કરવાનો અધીકાર જીવને છે; તેમાં પણ જો આસુરાદીકના ઘરમાં જો જન્મ થાય અથવા ચાંડાલાદિકના ઘરમાં જન્મ થાય ત્યારે ભગવત ભજનનો અધીકાર ક્યાંથી હોય; પણ જો ઉત્તમ કુલમાં જન્મ હોય અને તેમાં જો સત્સંગ મળે તો શ્રી ભગવાનનું ભજન બને અને નીચ સંગ જો ઊત્તમ કુલમાં પણ મળે તો પાપાદીકનાં આચરણ કરાવે માટે પરમ ભાગ્યથીજ સત્સંગની પ્રાપ્તિ થાય છે કેમકે સત્સંગ તો મળવો ઘણો કઠીણ છે. અને તેથી જીવ દોષવંત થાય છે એ દોષરૂપી રૂનો પર્વત છે તેને બાળી ભસ્મ કરવાને અગ્નિરૂપ એક શ્રીકૃષ્ણનું નામ છે. એવી જે શ્રીકૃષ્ણ નામરૂપી અગ્નિ છે તે કેવી છે જે એક ક્ષણમાત્રમાં પાપરૂપ જે મોટો પર્વત તે બાળી ભસ્મ કરી નાખે એવું જે શ્રીકૃષ્ણ નામ છે તેથી જે કોઈ શ્રીકૃષ્ણ નામ લીયે છે તેનાં સરવે પાપ બળીને ભસ્મ થઈ જાયછે એવો પ્રતાપ શ્રી કૃષ્ણ નામનો છે. જે નામ સ્મરણ કીધાથી રંચક પાપ રહી શકતું નથી. માટે શ્રી ગુસાંઇજી કહે છે

જે ( मस्मी तुं मत्र तितस्या सुमती पात करासय; ) હવે શ્રી ગુસાંઇજી કહે છે જે શ્રીકૃષ્ણઃશરણંમમ આ મંત્રનું સદા સર્વદા સ્મરણ કરવું એ મંત્રનો આશ્રય છોડવો નહીં. વળી પણ શ્રી ગુસાંઇજી આપ કહેછે જે (अष्टाक्षर जपे नित्यं तमुद्रष्ट्वा यम संकयेत) તેનો ભાવ એ છે જે સદા સર્વદા સર્વકાલ વિષે દુઃખ સુખમાં, સુવા બેસવામાં, ઘર-સંબંધી કામ કરવામાં, વેપાર રોજગાર કરવામાં, માર્ગે ચાલ-વામાં, ભય પ્રામમાં સદા શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કરતાં રેહેવું. શ્રીકૃષ્ણઃશરણંમમ આ મંત્રનો આશ્રય છોડવો નહીં. કેમકે એ મંત્ર સરવે ભયમાંથી મુક્ત કરનારો છે અથવા સ-ઘળા પ્રતિબંધને દુર કરવાવાળો છે; પરંતુ નિત્યપ્રતિ ક્ષણ ક્ષણનેવિષે સર્વદા એ મંત્રનો જપ કરેછે એવો જે ભગત તેનાથી સાક્ષાત્ યમ પણ પોતાના મનમાં ભય ખાઇને પાછો ફ્રરી જાય છે એવું કહી એ જાણવું જે સરવે કોઈ કાળના મુખમાં છે વાસ્તે કાળ કોઇથી જીતી શકાયો નથી માટે એવો અષ્ટાક્ષર મંત્રનો પ્રતાપ છે. તેથી શ્રીગુસાંઇજીએ કહેલું છે કે [तमूद्रष्ट्वायम संकयेत] હવે શ્રીગુસાંઈજી કહે છે જે (श्री मंतार्थ प्रकारयु ते जीवाना कार्य साधनं जीवाना हितकार्या श्री गुरु विठ्ठलेश्वर) તેનો ભાવ એ છે જે સંયુક્ત જે મંત્ર છે તેનો

પ્રકાશ શાવાસ્તે પ્રગટ કીધો છે ? કેમ જે મોહોટા મોહોટા રૂષીશ્વર મુનીશ્વરે એવા મંત્રનો અર્થ પ્રગટ કીધો નથી અને શ્રી ગુસાંઈજીએ આ અલૌકિક મંત્રનો અર્થ પ્રગટ કરયો તે કંઇ શ્રી ગુસાંઇજીએ કોઈની અપેક્ષાને અથ તો કર્યો નથી; પણ અલૌકિક મંત્રને અર્થે કર્યો હશે. આ રીતથી કોઇ પુર્વપક્ષ કરે ત્યાં હવે આપ કહે છે જે, શ્રીગુસાંઈજી કેવા છે જે પરમ નિશકામ છે, નીરપેક્ષ છે, પુર્ણાનંદ છે, પુર્ણકામ છે, સર્વે ગુણ સંપન્ન છે, સાક્ષાત પુર્ણપુરૂષોત્તમ છે, અને સઘળા અવતારના અવતાર છે. સાક્ષાત્ મનમથના મનમથ, કોટી કંદર્પ લાવણ્ય ષડ્ગુણ ઐશ્વર્ય સંપન્ન રસીક શિરોમણી છે, ભક્તના મનોરથ પુર્ણ કર્તા છે એવા શ્રીગુસાંઇજી આપ છે તેમને બીજા કોઇની અપેક્ષા નથી કેમ જે આપજ કોટી બ્રહ્માંડના કર્તા છે અને કોટી બ્રહ્માંડમાં જેની વિભુતિ વ્યાપ્ત થઈ રહી છે પ્રાણી માત્રના અંતર્યામી છે, જેની સ્તુતિ બ્રહ્માદીક શિવાદીક ઇંદ્રાદીક કરેછે એવા શ્રી ગુસાંઇજીને શી વાતની અપેક્ષા હોય? વાસ્તે શ્રીગુસાંઈજી તો આપ પરમદયાલુ છે, કરૂણાનિધાન છે, તેથી આપે વિચાર્યું કે, આ મંત્રવિષે જીવની પ્રતીતિ કેવી રીતે ઉત્પન્ન થાય તોકે જ્યારે આ મંત્રનો ભાવ સહીત અહર્નિશ સ્મરણ જપ કરે ત્યારે જીવના સકલ મનોરથ પૂર્ણ થાય.

તેથી કરી નિજભક્ત જે દૈવીજીવ છે તેનું હિત કરવાને સારૂ આ મંત્રનો અર્થ આપે પ્રગટ કીધો છે. તેથી શ્રી ગુસાંઈજી આપ કહેછે જે જીવનાં કાર્ય સાધનં. વળી પણ આગળ શ્રી ગુસાંઇજી આપ કહેછે જે (जीवाना हित कार्यार्थं श्रीगुरु विठ्ठलेश्वर) એનો ભાવ એ છે જે કેવળ જીવના ઊપર હિત કરવાસારૂ તથા જીવને ઘણો શ્રમ કરવો ન પડે અને તત્કાલ પરમ ફલની પ્રાપ્તિ થાય એમ વિચારી આ અષ્ટાક્ષરનો મંત્ર પ્રગટ કીધો છે. માટે આપ ગુરૂરૂપ પ્રગટ થઇને જીવને શરણ લઈને ઊદ્ધાર કરે છે કેમ જે ગુરૂનાં એ લક્ષણ છે જે પોતાના સેવકને તત્કાલ શ્રીભગવતની પ્રાપ્તિ થાય. અને સંસાર સાગરને તરી આવાગમનથી છુટે એવો ઊપદેશ કરે. યદ્યપિ શિષ્ય ગમે તેવો અજ્ઞાન હોય તોપણ શિષ્યનો અપરાધ પોતાના મનમાં ન લાવે અને શિષ્યનો ઊદ્ધારજ વિચારે તેથી શ્રી ગુસાંઈજીએ આપે ગુરૂ થઇને જીવને કૃતાર્થ થવાનો વિચાર કરી આ મંત્રનો અર્થ પ્રગટ કીધો છે અને આપે આપની પ્રભુતાનીસામે જોઇ જીવના ઊપર અનુગ્રહ કરીને આ મંત્રનો અર્થ પ્રગટ કીધો છે. માટે આ મંત્રનો જપ કરવામાં કોઇ વાતનો મનમાં સંશય રાખવો નહીં. ભાવ સહિત નિતપ્રતિ જપ કરવો.

આગળ શ્રી ગુસાંઈજી આપ શ્રી મુખથી કહેછે જે (कथ्यंते समक्ष श्री अष्टाक्षरात्तत्त्वतम्) એનો ભાવાર્થ એ છે જે શ્રીગોવર્ધનધર આપ કૃપા કરીને આ અષ્ટાક્ષર મંત્ર પોતાના શ્રીમુખથી કથ્યતે નામ કહેતા થયા. શ્રી સ્વામીનીજી પ્રતિ સાથી જે શ્રી સ્વામિનીજી દ્વારા અનેક ભક્તના મનોરથ પૂર્ણ ક્યારે થાય કે જ્યારે પુષ્ટિમાર્ગમાં જીવ શરણ આવે ત્યારે ભક્તના મનોરથ સિદ્ધ થાય. લીલારસના આધપતિ તથા દાન-રસ, વિહારરસના ભોક્તા કર્તા અને દાતા એવાં તો શ્રી સ્વા-મિનીજી માટે શ્રી સ્વામિનીજી જેના ઉપર કૃપા કરે તેનેજ અનુભવ થાય અને જેના ઉપર શ્રી સામિનીજીની કૃપા ન હોય તેને તો કોઈ રસની પ્રાપ્તિ થાય નહીં, અને અનુભવ પણ હોય નહીં. તેથી શ્રી ગોવર્ધનનાથજીએ આપે વિચાર્યું જે મારે તો ભક્તના મનોરથ પૂર્ણ કરવા છે એવા ભક્તનો મનોરથ તો શ્રી સ્વામિનીજીની કૃપાકટાક્ષ વિના સિદ્ધ થાય નહીં તેથી શું ઊપાય કરીએ. ત્યારે આપે આ અષ્ટાક્ષર મંત્ર શ્રી સ્વામિનીજીને કહ્યો.

અને આજ્ઞા દીધી જ આ પુષ્ટિમાર્ગના અધિપતિ આપ છો, તેથી જે રમણ સામગ્રી અધિક કરવાને લીધે સદા જીવાત્મક સૃષ્ટિ તમારે પ્રગટ કરવી અને તે જીવોને શરણ

મંત્ર પણ તમારે દેવો કેમ જે તમે આપેલું જે મંત્રરૂપ ફલ તે સર્વેને ફલીત થાશે કેમ જે લીલાના અધિપતિ તો આપ છો તેથી જે જીવ ઉપર કૃપા કરીને તેનો આ દાસ ભાવ સિદ્ધ કરશો તેને આ સેવા સંબંધી વસ્તુની સિદ્ધિ થશે. તથા એની મર્યાદા પણ છે જે જ્યાંલગી ગુરૂદીક્ષા ન હોય ત્યાંલગી તેના ભજનનું ફલ સિદ્ધ થાય નહીં, તેથી આ પરમરસરૂપી જે માર્ગ તેના ઉપદેષ્ટા ગુરૂ આપ છો તથા અધિપતિ અને ભજનીય પણ આપ છો તેથી લીલા સંબંધી સૃષ્ટિને શરણે લેઈ શરણ મંત્રનો ઉપદેશ કરશો ત્યારે સર્વ લીલાસૃષ્ટિનો તે જીવને અધિકાર થશે અને તે સધળી લીલાસૃષ્ટિ આપને શરણ આવશે અને તમારૂં ભજન સેવન કરશે ત્યારે તમો તેને કૃપાકટાક્ષે જોશો એ તમારી કૃપાકટાક્ષના અવલોકનથી તે જીવોની અયોગ્યતા સર્વે જાશે અને તમારા કહેવાથી તમારા સંબંધી તેની સેવાનો અંગીકાર કરશે ત્યારે એ જીવોના સકલ મનોરથ સિદ્ધ થશે. એ રીતે શ્રી ગોવર્ધનનાથજી શ્રી સ્વામિનીજીપ્રતિ આ અષ્ટાક્ષર મંત્ર કહેતા થયા. ત્યારે શ્રી સ્વામિનીજીએ પોતાની કૃપાકટાક્ષે કરી આપનો સર્વ ધર્મ કરી સર્વ સામર્થ્યે કરી સર્વાંગ સુંદર પરમ રસાત્મક ચતુરશિરોમણી આપ-

સમાન શ્રી ચંદ્રાવળીજીને પ્રગટ કીધાં. પ્રગટ થયેલાં શ્રી ચંદ્રાવળીજી આપ પોતાના બેઉ શ્રીહસ્ત જોડીને ઊભાં રહી વિનંતી કરવા લાગ્યાં જે હે મહારાજાધીરાજ! હું આપને શરણે છું; અને આપે જે કારણને લીધે મને પ્રગટ કીધી છે તે આપની સેવાની આજ્ઞા આપો અને કૃપાકટાક્ષ કરી મારા સામું જુવો, અને મને પોતાની કરી જાણો. હું તો આપની આજ્ઞાકારી છું. એ રીતે વિનંતી કરી ત્યારે શ્રી સ્વામિનીજીએ કૃપા કરીને શ્રીકૃષ્ણઃશરણંમમ આ અષ્ટાક્ષરનું દાન દીધું. ત્યારે શ્રી ચંદ્રાવળીજીએ વિનંતી કીધી જે શું ઇચ્છા છે? ત્યારે શ્રી સ્વામિનીજીએ આજ્ઞા કીધી જે પરમ રસિક પરમ સુંદર નિર્વિકાર એવી સૃષ્ટિ પ્રગટ કરો. અને તેથી લીલાસામગ્રી સર્વે પ્રગટ કરીને તે લીલાસૃષ્ટિને અષ્ટાક્ષર મંત્રનો ઊપદેશ કરો ત્યારે સેવા યોગ્ય સૃષ્ટિ થશે. એ રીતે પોતાના પુષ્ટિજીવોને અંગીકૃત કરવાની આજ્ઞા દીધી. ત્યાર પછી શ્રી ચંદ્રાવળીજીએ આ લીલાસૃષ્ટિનો વિસ્તાર કીધો. નાના પ્રકારના ભાવસહિત સર્વેને શરણ મંત્રનો ઊપદેશ કરતાં થયાં. માટે શ્રી ગુસાંઈજી (શ્રી વિઠ્ઠલનાથજી) નું વચન છે જે कथ्यंते संम्यक तેથી શ્રી સ્વામિનિજીરૂપ સાક્ષાત્ શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી છે. હવે શ્રી મહા-

ચાર્યજી મહાપ્રભુજી આપ કહેવા છે? જે ઉપરનો બ્રાહ્મણ વેષ ધર્યો છે, તે કેમ જે આસુરી જીવને મોહ ઊપજાવવાને લીધે બ્રાહ્મણ વેષ ધારણ કર્યો છે અને આપ પોતે તો સાક્ષાત્ મન્મથના મન્મથ કોટીકંદર્પ લાવણ્ય સાક્ષાત્ શ્રીગોવર્ધનધર આપ છે, તે કેમ જે જ્યારે પૃથ્વી ઉપર કંસ, શિશુપાલ, જરાસંધ, રાક્ષસાદિક ભારરૂપ પેદા થયા ત્યારે પૃથ્વી ઘણી વ્યાકુળ થઈ અને દેવતાઓ પણ સર્વે વ્યાકુળ થયા, ત્યારે શ્રીકૃષ્ણચંદ્ર પૂર્ણપુરૂષોત્તમ પ્રગટ થયા અને સર્વે દુષ્ટોનો સંહાર કીધો અને દેવતાની રક્ષા કરી નીજ ભક્તના સર્વે મનોરથ પૂર્ણ કીધા. તેવીજ રીતે આ કલીકાલને વિષે પૃથ્વી ઉપર માયાવાદિરૂપ બ્રહ્મ-રાક્ષસાદી સૃષ્ટિ ઘણી વિસ્તાર થઇ અને બ્રહ્મરાક્ષસ જે માયાવાદી તેણે ભગવદ્ ધર્મને ઊછિન્ન કરી નાખ્યો, અને વેદમાર્ગને વિપ્રિત કરવા લાગ્યા, અને ભગવત્ સ્વરૂપની સેવા છોડાવીને મહાદેવ ભવાની ગણેશ ઈત્યાદી દેવોની પૂજા ચલાવી તથા ભજન મહાત્મ્ય પણ એમનુંજ પ્રગટ કીધું. કેસર, ચંદન, કુંમકુંમનું તિલક છોડાવીને ભસ્મનું તિલક પ્રગટ કીધું, તથા તુલસીની માલા છોડાવીને રૂદ્રાક્ષની માલા પ્રગટ કીધી. હવે રૂદ્રાક્ષની માલા કેવી છે તે:

વિષે પદ્મપુરાણમાં કહ્યું છે જે જેના હસ્ત કંઠમાં રૂદ્રાક્ષ ધારણ કીધી હોય તેનું સ્વરૂપ ચંડાલ સમાન છે. શરીરનો અજાણે પણ સ્પર્શ થઈ જાય તો સચૈલ (લુંગડાં શીકે નાવું) સ્નાન કરવું પડે, એવી અશુદ્ધ વિરૂદ્ધ રૂદ્રાક્ષની માલા પ્રગટ કીધી અને ભગવદ્ મંત્ર છોડાવી ભૂત, પિશાચ, ડાકણ, કામણ, મોહન, મારણ, ઊચ્ચાટન, વશિકરણ, ઇત્યાદી મંત્ર પ્રગટ કીધા. ભગવત્ મંત્રને દુષણ કરી ભગવત ધર્મ છોડાવતા થયા ત્યારે પૃથ્વીથી એ પાપરૂપી ભાર તથા ભગવત ભક્તનો કલેશ સહન નહીં થવાથી વ્યાકુલ થઈને ગૌરૂપ ધારણ કરી બ્રહ્માસહિત શ્રી ભગવાન પાસે જઈ વિનંતી કરવા લાગ્યાં. ત્યારે શ્રી પૂર્ણપુરૂષોત્તમે શ્રીવલ્લભાચાર્યજીનું સ્વરૂપ બ્રાહ્મણ વેષે ધારણ કરીને સર્વ માયાવાદી રાક્ષસનું વેદરૂપ શાસ્ત્રવાણીએ કરીને વિદારણ કીધું, અને ભગવત ધર્મનું સ્થાપન કીધું, અને તુલસીની માલા કુંમકુંમ કેસરનું તિલક ધારણ કરાવ્યું. એ રીતે માયાવાદીનો વિધ્વંસ કરી ભક્તની રક્ષા કીધી, માટે સ્વયંશ્રી પૂર્ણપુરૂષોત્તમ આપ શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી છે અને ભગવત્ સ્વરૂપે કરી સાક્ષાત્ શ્રીસ્વામિનીજીરૂપ છે તેથી કરી શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી પુષ્ટિમાર્ગના અધિપતિ છે

અને પુષ્ટિરસનું દાનકર્તા પણ આપ પોતે છે તેથી શ્રી ગોવર્ધનનાથજીએ વિચાર્યું કે જે પુષ્ટિલીલા સંબંધી જે દૈવી જીવ છે તેઓ તો માયાવાદીનો સંગ કરીને આસુરી વેષ થઇ રહ્યા છે. તેથી એ જ્યારે શુદ્ધ થાય ત્યારે તેનાથી સેવા સંબંધી કાર્ય થાય. એ રીતે આપે વિચારીને આપ શ્રીગોવર્ધનનાથજીએ શ્રીમુખથી આ અષ્ટાક્ષર મંત્ર શ્રી મહાચાર્યજી મહાપ્રભુજી આગળ પ્રગટ કીધો તે શાથી જે જ્યાંસુધી જીવનો અન્યાય ન છુટે ત્યાંસુધી ભગવત આવેશ ન હોય વાસ્તે શરણ મંત્રનો ઉપદેશ કરાવીને આપની શરણ સિદ્ધિ કીધી, તેથી શ્રીગુસાંઇજી (શ્રી વિઠ્ઠલનાથજી) શ્રીમુખથી કહે છે કથ્યંતે સંમ્યક અને જેમ લીલાસૃષ્ટિમાં શ્રીચંદ્રાવલીજી ઉપદેષ્ટા છે તેમ શ્રીસ્વામિનીજીની આજ્ઞાથી શ્રીગુસાંઇજી (શ્રી વિઠ્ઠલનાથજી) આપ ઉપદેષ્ટા ગુરૂ છે અને શ્રી મહાચાર્યજી મહાપ્રભુજી આપ આ પુષ્ટિમાર્ગના અધિપતિ છે તેથી શ્રીગુસાંઇજી (શ્રી વિઠ્ઠલનાથજી) આપ કહે છે જે શ્રી મુખાત્ કથ્યંતે સંમ્યક અષ્ટાક્ષર તત્વત્રાગિવર્ણ હૃદયે યસ્યે શ્રી વલ્લભ વલ્લભો ભવેત્ હવે શ્રીગુસાંઇજી ( શ્રી વિઠ્ઠલનાથજી ) આપ કહે છે જે ॥ શ્રી સૌભાગ્ય પ્રાપ્તિ ॥ એનો ભાવ એ જે આ અષ્ટાક્ષર

મંત્રમાં જે સાકાર છે તે મુખ્ય છે તેથી શ્રીસ્વામિનીજીને સૌભાગ્યની પ્રાપ્તિ થઇ છે તે એવી રીતે જે શ્રીસ્વામિનીજીના પતિ તો શ્રી પૂર્ણપુરૂષોત્તમ આપ છે તે અતિ અવિચલ સૌભાગ્ય છે તથા શ્રી વૃજભક્ત જે છે તેને પણ અવિચલ સૌભાગ્ય છે. તેથી જે જીવ શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીને શરણ આવીને આશ્રીત સહિત અષ્ટાક્ષર મંત્રનો જપ અહાર્નિશ કરે તેને અવિચલ સોભાગ્યની પ્રાપ્તિ થાય. અને તેના પતિ શ્રીઠાકોરજી થાય અને તે જીવ ધનવાન્ તથા રાજ્યવાન્ થાય. તેથી શ્રીગુસાંઇજી આપ કહે છે જે ધનવાન્ રાજ વલ્લભ થાય. હવે આ અષ્ટાક્ષરમાં કૃપા શબ્દ છે તેનો ભાવ એ છે જે આ ભુતલમાં જે દોષ જીવને લાગે છે તે ત્રિવિધ તાપથી લાગે છે તેથી ત્રય તાપનો એ કૃપા શબ્દ નાશ કરે છે તથા સ શબ્દ જે છે તેનો ભાવ એ છે જે, જીવ નાના પ્રકારના જન્મ ભોગવે છે તે આવાગમનનો નાશ કરનાર એ સ શબ્દનો ભાવ છે, અને ઓંકાર શબ્દ જે છે તે અલૌકીક શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીના સ્વરૂપનું તથા લીલાનું જ્ઞાન આપે છે તથા નકાર શબ્દ જે છે તેનો ભાવ એ છે જે, શ્રીકૃષ્ણને વિષે દ્રઢ ભક્તિ આપનાર છે; અને પ્રકાર શબ્દ જે છે તેણે કરીને શ્રી પૂર્ણપુરૂષો-

તમને વિષે પ્રિતી ઉત્પન કરાવે છે અને શ્રી વ્રજભક્તને વિષે પણ પ્રિતિ થાયછે અને મકાર શબ્દ જે છે તેનો ભાવ એ જે, શ્રી હરિના પુજ્યતાની જીવને પ્રાપ્તિ થાય અને સદા સર્વદા શ્રી ભગવાનની સમીપ રહે અને નિચયોનીમાં જન્મ થાય નહીં. એ પ્રકારે શ્રી અષ્ટાક્ષરના આઠ અક્ષર સ્વરૂપાત્મક છે. માટે શ્રીગુસાંઈજી (શ્રી વિઠ્ઠલનાથજી) આપ કહે છે જે આ અષ્ટાક્ષર મંત્રનો જે જીવ ભાવ સહિત અહાર્નિશ જપ કરે તેને સંસારને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થાય, અને શ્રીઠાકોરજીને વિષે ભક્તિભાવ પ્રાપ્ત થાય; તથા અચળ સૌભાગ્ય રહે. અલૌકીક ભક્તિની પ્રાપ્તિ થાય, જ્વરાદી સર્વ રોગનો નાશ થાય, અનેક પ્રકારના પ્રતિબંધનો નાશ થાય, અને અષ્ટમાસિદ્ધિ તથા નવનીધિ તે જીવના ગૃહવિષે વાસ કરે અને સદા સર્વદા આનંદથી શ્રીઠાકોરજી સમીપ વાસ કરે અને શ્રીઠાકોરજીને વિષે પ્રિતી ઉત્પન્ન થાય. શ્રી અષ્ટાક્ષરનો સદા સર્વદા જપ કરવાથી સર્વ દુઃખનો નાશ થાય. ભુત, પ્રેત, પિશાચનો ડર રહે નહીં, માર્ગમાં વાઘ ઈત્યાદી હિંસક પ્રાણીનો ભય ન થાય. શત્રુ હોય તે મિત્રવત્ થઇ રહે એવો શ્રી અષ્ટાક્ષરનો પ્રતાપ છે. વળી પણ શ્રીગુસાંઈજી આપ કહેછે જે, તે જીવની સર્વ મલીન

ક્રીયા છુટી જાય તથા નાના પ્રકારનો ભાગ્યદોષ ગ્રહ પીડા થાય નહીં. અને સદા સર્વદા શ્રીઠાકોરજી તે જીવના હૃદય વિષે બિરાજમાન રહે અને જયાં જાયે ત્યાં સુખની પ્રાપ્તિ થાય. માટે આ અષ્ટાક્ષરનો જપ નીશદિન સદા સર્વદા કરવો. શ્રીગુસાંઈજી આપ કહે છે જે, એ જપ કર્યાથી શ્રીઠાકોરજીનાં દર્શન તથા શ્રી ગુરૂનાં દર્શન થાય અને લૌકીકની બાધા ન હોય. તથા ભગવત્‌ભાવ દિન દિન પ્રતિ વર્દ્ધમાન થાય, ઇત્યાદી ફૂલની પ્રાપ્તિ આ મંત્રના જપથી થાયછે. શ્રીગુસાંઈજી આપ કહે છે જે, આ અષ્ટાક્ષર મંત્ર કેહેવો છે? તો કે જે વેદ પુરાણ શાસ્ત્ર નારદપંચરાત્ર ઇત્યાદીકમાં જેટલા મંત્ર છે તે સર્વે મંત્રનો રાજા આ મંત્ર છે અને ઉત્તમમાં ઉત્તમ આ અષ્ટાક્ષર મંત્ર છે. તેથી શ્રીગુસાંઇજી (શ્રીવિઠલનાથજી) આપ કહે છે જે શ્રદ્ધાપૂર્વક, ભક્તિપૂર્વક, ભાવપૂર્વક, મહાત્મ્યપૂર્વક, સ્નેહપૂર્વક, વિશ્વાસપૂર્વક, આશ્રયપૂર્વક, દીનતાપૂર્વક, નેમપૂર્વક, આ અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો; ધ્યાન કરવું, ત્યારે તેના ઘરમાં સદા સર્વદા અષ્ટમાસિદ્ધિ નવનિધિ સર્વદા વાસ કરે. અને શ્રી ઠાકોરજીના હૃદયનું તાત્પર્ય જાણે એ વાસ્તવિક સત વાક્ય છે તેમાં સંદેહ રાખવો નહી. આ મંત્રનો ભાવ પ્રસસ્ત કહ્યો છે. કદાચિત

કોઇ કહે જે કૃષ્ણ નામનું મહાત્મ્ય તમેજ કહોછો કે કોઇ બીજે ઠેકાણે પણ કહ્યું છે? ત્યાં શ્રીગુસાંઇજી આપ કહેછે જે વેદમાં શાસ્ત્રોમાં પુરાણમાં પણ કહ્યું છે; અને શ્રી ભગવાને પોતે પણ શ્રીમુખથી કહ્યું છે તથા શ્રી મદાચાર્યજી મહાપ્રભુજીએ પણ કહ્યું છે અને હમો પણ કહીએ છે જે (શ્રીકૃષ્ણઃશરણંમમ) આ અષ્ટાક્ષર મંત્ર અતિશ્રદ્ધાપૂર્વક અહર્નિશ કહો. આ મંત્રથી સકળ મનોરથની સિદ્ધિ થાય છે એમાં સંદેહ રાખવો નહીં. આ હમો નિશ્ચય સિદ્ધાંત પ્રગટ કરીએ છિયે. ઇતિ શ્રી વિઠ્ઠલેશ્વર વિરચિતે અષ્ટાક્ષર નિરૂપણનું "ગુજરાતી ભાષામાં" ભાષાંતર સંપૂર્ણ.

---

# શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીની બેઠક ૮૪.

## જન્મ દીવસ સં૦ ૧૫૩૫ વૈશાક વદી ૧૧.

૧ **વિદ્યાનગર**—પ્રથમ બેઠક શ્રી વિદ્યાનગર વિદ્યાકુંડ ઉપર શ્રી મદાચાર્યજી મહાપ્રભુજી આપે સપ્તાહ પારાયણ કરી. ત્યાં કૃષ્ણદેવરાજાની સભામાં માયાવાદી પંડિતોને વેદ પુરાણ શાસ્ત્રના વિવાદથી મુહુર્તમાત્રમાં જીતી ભક્તિમાર્ગ સ્થાપ્યો અને કૃપા કરી કૃષ્ણદેવરાજાને શરણ લીધો. ઈત્યાદી.

૨ **પંડરપુર**—ભીમરથી (ચંદ્રભાગા) ને કીનારે ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીની આજ્ઞા થઈ જે અમારે આદીલીલા પ્રગટ કરવા તમારે ઘેર અવતાર લેવો છે માટે તમો કાશી પધારો ત્યાં આપનો વિવાહ થશે. ઈત્યાદી.

૩ **ઝાડખંડ વૈજનાથમાં**—ત્યાં શ્રી ભાગવત સપ્તાહ કરી છે. ત્યાં શ્રીવૈજનાથ શ્રવણ કરવા પધારતા. એક દીન રાત્રને સમે આકાશવાણી થઈ કે, હું પુરૂષોતમરૂપ લીલા-સહિત શ્રીગોવર્ધન પર્વતમાં પ્રગટ થયો છું મારૂં નામ્મ દેવદમન છે તમો આવી મારી સેવા પ્રગટ કરવા માટે મને મળો. એ સાંભળી આપ શ્રીગિરીરાજ પધાર્યા.

૪ **આનોર સદુપાંડેના ઘરમાં**—ત્યાં શ્રીનાથજીનું પ્રાગટ્ય ચરિત્રનું વૃત્તાંત સદુપાંડે અને તેની સ્ત્રી તથા બેટી નરોની વિનંતીથી આપશ્રીએ કહી સંભળાવ્યું અને શ્રીનાથજી આપને આજ્ઞા કરી જે પરીક્રમા સંપૂર્ણ કરી કુંટુબ સહીત સેવા પ્રગટ કરવા પધારો. ઇત્યાદી.

૫ **શ્રીમદ્ ગોકુલમાં ઠકુરાણી ઘાટ ઉપર છોકરને નીચે**—ઠકુરાણી ઘાટ ગોવિંદઘાટ જ્યાં બ્રહ્મસંબંધની આજ્ઞા થઈ. તે વખતે શ્રીઆચાર્યજી પાસે દમોદરદાસને શ્રીગો-

વર્ધનનાથજીના વાક્યનો શ્રીમહાપ્રભુજીએ સિદ્ધાંત રહસ્ય ગ્રંથ કહી સંભળાવ્યો. ઈત્યાદી.

૬ **શ્રીગોકુલમાં દ્વારકાનાથજીના મંદિર પાસે**—ઝારવારી બેઠક પ્રસિદ્ધ છે ત્યાં શ્રીમહાપ્રભુજી નિત્ય ભોજન કરી વૈષ્ણવોને બોધ આપતા અને સ્વમાર્ગીય ગ્રંથ પ્રગટ કરતા એક વખતે શ્રી વૃંદાવનવાળા સંપ્રદાયના મોહોટા મહંત કૃષ્ણચૈતન્ય આદીએ બાદશાહને મળી અરજ કરી કે શ્રી ગોવર્ધનનાથજીની સેવા અમો કરીયે; પણ તેને શ્રીનાથજીએ સ્વપ્નદ્વારા કહ્યું કે મારી સેવા મારૂં સ્વરૂપ શ્રી મહાપ્રભુજી છે તેજ કરશે. એમ છતાં પણ પરીક્ષા લેવા એક વેરાગીને મોકલ્યો હતો તે ગોકુલમાં આવી સાલિગ્રામનો બટવો ચોરીને ઝાંડે ટાંગી નાહાવા ગયો. પાછો આવી જોતાં બટવો મળે નહીં તેથી શ્રી મહાપ્રભુજીને કહ્યું જે તમારા વૈષ્ણવો કોઈ લઇ ગયા હશે. એ સાંભળી શ્રી મહાપ્રભુજીએ કહ્યું જે છોકરમાં જુવો તે જોતાં હજારો બટવા જોવામાં આવ્યા. બીજી વખત જોતાં એક બટવો જોયો તે લઈ દંડવત્ કરી પાછો વૃંદાવન જઈ મહંત આગળ હકીકત કહી તે સાંભળી સર્વેનો મોહ ગયો. ઈત્યાદી.

**૭ શ્રીદ્વારકાનાથજીના સચ્ચામંદીરમાં**—ત્યાં સમાહ કરી પોઢયા હતા એટલામાં એક યોગેશ્વર આવી દંડવત્ કરી ઉભા. શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું કે, માગો. ત્યારે યોગેશ્વરે કહ્યું કે, આપનું અખંડ ધ્યાન રહે. ત્યારે પ્રભુએ તથાસ્તુ એમ કહ્યું એટલે યોગેશ્વર શ્રી યમુના કીનારે ધ્યાન ધરી બેઠાથી સમાધીસ્ત થયા. તે કાળાંતરે શ્રી દ્વારકાનાથજીના મંદીરનો પાયો ખોદતાં યોગેશ્વર નજરે પડા તેને શ્રી દ્વારકાનાથજીયે કહ્યું કે, આહીંથી જાઓ. તે યોગેશ્વર તો ગયો પણ શ્રી મહાપ્રભુજીની ઇચ્છાથી શ્રી દ્વારકાનાથજી એ મંદીરમાં ઝાઝું બીરાજ્યા નહીં. ઈત્યાદી.

**૮ શ્રી વૃંદાવનમાં બંસીવટની પાસે**—ત્યાં સમાહ કરી. પ્રભુદાસ જલોટાને એક સમે શ્રીઆચાર્યજીએ પ્રસાદ આપ્યો તે લેઇ પ્રભુદાસ કહે સ્નાન કર્યાવિના કેમ લઉ. ત્યાં શ્રીમહાપ્રભુજીએ વૃંદાવનનો મહીમા બતાવી કહ્યું જે વૃંદાવન જુવો. તે જોતાં પત્રે પત્રે ચતુરભુજ વ્રક્ષે વ્રક્ષે વેણુધારી જોયા. તે જોઈ તુરત પ્રસાદ લીધો. ઇત્યાદી.

**૯ શ્રીમથુરાજીમાં વિશ્રાંન્તઘાટ ઉપર**—ત્યાં સમા કરી એક સમે રૂપસનાતન સંપ્રદાયના મહંતે આવી શ્રીઆચાર્યજીને કહ્યું કે, આપના સેવક દુર્બલ કેમ છે? તે સાંભળી

શ્રીમહાપ્રભુજીએ કહ્યું જે અમે તેને આગળથીજ કહ્યું હતું જે આ માર્ગ એવો કઠણ છે તે નહીં માન્યા તેનું ફળ ભોગવે છે. તેથી તેને શંકા થઈ તેથી જગન્નનાથજીમાં પોતાના ગુરૂ હતા તેને વ્રતાંત કહ્યું, તે કૃષ્ણચૈતન્ય સાંભળી મુર્ચ્છિત થઈ ગયા. પાછળ સુધીમાં આવી કહ્યું કે, એ માર્ગ ગોપીઓના વિરાહાત્મક છે. ઈત્યાદી.

**૧૦ શ્રી મધુવનમાં કુંડની ઉપર**—ત્યાં સમાહ કરતા તે શ્રીમધુવનીયા શ્રીઠાકોરજી નિત્ય સાંભળવા આવતા. એક દિવસ શ્રી ઠાકોરજીને મંદીરમાં નહીં જોવાથી પુજારીએ પૂછ્યું જે આજે ક્યાં પધાર્યા હતા તો કે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો મહિમા કહ્યો તે સાંભળી પુજારી સેવક થયો. ત્યાંથી તાલવન પધાર્યા. ત્યાં દામોદરદાસ આદી વૈષ્ણવોને વ્રજલીલાનાં દર્શન કરાવ્યાં. ઇત્યાદી.

**૧૧ કુમોદ વનમાં સ્યામદ્દાતા નીચે**—ત્યાં સમાહ કરી. એક સમે વૈષ્ણવોએ પ્રશ્ન પૂછ્યું કે, આ વનનું નામ કુમોદવન કેમ હશે? શ્રીમહાપ્રભુ કહે એક સમે શ્રીઠાકોરજીને શ્રીસ્વામિનીજીયે કહ્યું કે, રાસલીલા કરવા માટે અહીં કુમોદની લતા પ્રગટ કરો તે શ્રીઠાકોરજીની આજ્ઞાથી

કુમોદની સખીએ પ્રગટ કરી રાસક્રીડા કરી તે લીલાનાં દર્શન દીવ્યચક્ષુ દઈ સાથે જે વૈષ્ણવો હતા તેને કરાવ્યાં. ઇ૦

૧૨ **બહુલા વનમાં**—ત્યાં પાશાણની અબોલા ગાઇ છે ત્યાં કોઈ પુજા કરવા જાય તો ત્યાનો રાજા કહે જે એ ગાઈ ઘાંસ ખાય તો પુજા કરો એમ કહી પુજા કરવા ન દે તો ત્યાં આપ શ્રીઆચાર્યજીએ પુજા કરતી વખતે રાજા આવ્યો આગળની રીતે કહ્યું જે ઘાંસ ખાય તો પુજા કરો તે પ્રભુતાએ કરી ઘાંસ ખાવા લાગી ત્યારે ચરણે પડી કહ્યું જે મને સેવક કરો. આપે આજ્ઞા કરી જે શ્રી ગુસાંઇજી તમારો ઉદ્ધાર કરશે.

૧૩ **શ્રીરાધાકૃષ્ણ કુંડ ઉપર**—સમોહ કરતાં શ્રીસ્વામિનીજી સહીત શ્રી ઠાકોરજી આકડીઆ બીડી શ્રી ગિરીરાજ ઉપર પધારતાં શ્રીમહાપ્રભુજીને દર્શન થયાં અને દીવ્યચક્ષુ આપી વૈષ્ણવને પણ કરાવ્યાં. તેનો પ્રેમાવેશ વૈષ્ણવને ત્રણ દિવસ રહ્યો ઈત્યાદી.

૧૪ **શ્રી માનસી ગંગા ચક્રતિર્થ ઉપર**—ત્યાં કૃષ્ણચૈતન્યને દુધ રૂપે શ્રી માનસી ગંગાનાં દર્શન કરાવ્યાં. ઈ૦

**૧૫ ચંદ્ર સરોવર ઉપર**—ત્યાં સમાહ કરી સર્વે વૈષ્ણ-વોને મહા મંગળ રાયાનાં દર્શન કરાવ્યાં. એક વૈષ્ણવને શ્રીગિ-રીરાજધર શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરાવ્યાં. ઈત્યાદી.

**૧૬ ગોવિંદ કુંડ ઊપર**—ત્યાં સમાહ કરી, કૃષ્ણદાસ કહે ગિરીરાજમાં વ્યાપી વૈકુંઠ બીરાજે છે તેનાં દર્શન કરાવો. ત્યારે આપે તેનાં દર્શન કરાવ્યાં તેનું કૃષ્ણદાસની વાર્તામાં વિસ્તારથી વર્ણન છે. ઇત્યાદી.

**૧૭ સુંદર સીલા ઊપર**—ત્યાં એક સમે શ્રીમહાપ્રભુ-જીએ ગોવર્ધન પુજા કુલવારો કરી ભોજન કીધા પછી બેઠા હતા અને દામોદરદાસ ચરણ સેવા કરતા હતા ત્યાં શ્રીગોવર્ધનનાથજી પધાર્યા અને દામોદરદાસને કહ્યું જે જગાડો તે નહીં જગાડતાં શ્રી ગોવર્ધનનાથજીને કહ્યું જે દુર ઉભા રહો. આપના નેપુરના નાદથી જાગી જશે. પાછળથી આપે જાગી જોતાં શ્રીગાવરધનનાથજીનાં દર્શન થયાં ત્યારે કહ્યું જે કેમ જગાડયો નહીં. દામોદરદાસનું વૃત્તાંત સાંભળી રીસ કરી ત્યારે શ્રીગોવર્ધનનાથજી કહે ખીજો નહીં સેવકનો એ ધર્મ છે. અને શ્રીગોવર્ધનનાથજીની સેવાની આજ્ઞા રામદાસને કહી આગળ પધાર્યા.

**૧૮ ગોપાલપુરમાં**—ત્યાં સમાહ કરી ઘણા દિવસ બીરાજ્યા. એક દિવસ પુરણમલ ક્ષત્રીએ વિનંતી કરી જે મને શ્રીનાથજીએ સ્વપ્નદ્વારા પધારી મંદિર કરવાની આજ્ઞા કરી છે. તે માન્ય રાખી મંદિરમાં સેવા કરવા બંગાલી બ્રાહ્મણને રાખ્યા અને સેવાની રીત બનાવી. ઇત્યાદી.

**૧૯ કામવનમાં સુરભીકુંડ ઉપર**—ત્યાં સમાહ કરી. એક સમે રાત્રે અપરસ ધોતાં એક વૈષ્ણવે પ્રેત જોયું અને શ્રી મહાપ્રભુજીને કહ્યું ત્યારે શ્રી માહાપ્રભુજીએ જલ છાંટવાથી અલૌકીક દેહ પામી વિનંતી કરી કહેવા લાગું કે, હું કામવનનો રાજા હતો, અને બ્રાહ્મણને પૃથ્વી આપી પાછી લેવાથી મારી આ પ્રેત યોની થઇ. ત્રણ સો વર્ષ થયાં આ પ્રેતયોનીમાં દુઃખ ભોગવું છું. આજ આપની કૃપાથી મુક્તિ પામ્યો, એમ કહી વિમાનમાં બેસી મુક્તિ પામ્યો.

**૨૦ ઘેહવરવંન કૃષ્ણકુંડ ઉપર**—ત્યાં સમાહ કરી. આગલ એક સમે અજ્ઞાનથી વૃંદાવનના એક મંહત ઘણા સેવક કરી પોતે અજગર યોનીને પામ્યો હતો તેને જોઈ પ્રભુને દયા આવી તેથી ચરણોદક છાટતાં દિવ્યદેહ પામી ભગવત ધામમાં ગયો. ઈત્યાદિ.

**૨૧ સંકેતવટ**—ત્યાં સમાહુ કરી સ્વમાર્ગિય વૈષ્ણવોને ઉપદેશ કરતા હતા ત્યાં સંકેત દેવી અલોકીક સ્ત્રી રૂપે ચમર ઢોળતી હતી. ઈત્યાદી.

**૨૨ નંદગામ માનસરોવર ઉપર**—ત્યાં સમાહુ કરી ૭ માસ બીરાજ્યા. એક દિવસે એક મુગલ ઘોડા ઉપર બેશી ઘોડાને પાણી પાવા આવ્યો કે તરત ઘોડો મરણ પામ્યો, અને ચતુરભુજ થઈ વિમાનમાં બેસી વૈકુંઠ ગયો. તે જોઈ મુગલે વિનંતી કરી કે, મને આપ શરણે લીયો. ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું જે, બીજે અવતારે શ્રીગુસાંઈજી દ્વારા ઉદ્ધાર થશે, જામ નગરમાં. ઇત્યાદી.

**૨૩ કોકીલાવન કૃષ્ણકુંડ ઉપર**—ત્યાં સમાહુ કરી આપ એક માસ પરયંત બીરાજ્યા. એક દિવસ વૃંદાવનના નાગાઓના મહંતે વિનંતી કરી કે, અમો ત્રણ સો નાગા છૈયે. તમે વિષ્ણુસ્વામી સંપ્રદાયના આચાર્ય છો માટે અમને સર્વેને દુધપાક પુરી જમાડો. ત્યારે શ્રીમહાપ્રભુજીએ વૈષ્ણવને આજ્ઞા કરી પાંચ શેર દુધમાં સર્વેને જમાડયા. એ જોઇ ચતુરા નાગાએ વિનંતી કરી કે, મુને શરણે લ્યો. ત્યારે શ્રી મહાપ્રભુજીએ આપે કહ્યું જે અમારા પૌત્ર શ્રીગોકુલનાથજી દ્વારા તમારો ઉદ્ધાર થશે.

**૨૪ ભાંડીરવનમાં**—ત્યાં સપ્તાહ કરી છે. એક દિવસ માધવાચાર્યના સેવક વ્યાસ સ્વામીએ વિનંતી કરી કે, અમારો સંપ્રદાય ચલાવો. શ્રીમહાપ્રભુજી આપે કહ્યું કે, સવારના જવાબ દેશું; પરંતુ રાત્રમાંજ વ્યાસ સ્વામીને સ્વપ્નમાં જણાવ્યું જે અખીલ લોકના ગુરૂને તું શિષ્ય કરવાની ઇચ્છા કરે છે? તેથી પ્રભાતે આવી શ્રીમહાપ્રભુજીને દંડવત કરી ક્ષમા માગી શરણે આવ્યો. ઇત્યાદી.

**૨૫ માનસસરોવર ઉપર**—ત્યાં સપ્તાહ કરી અને શ્રી ગોવર્ધનનાથજીની અલોકીક લીલાનો અનુભવ વૈષ્ણવોને કરાવ્યો, અને શ્રીમદ્‌ગોકલ પધારી નંદમહોત્સવ કર્યો. ત્યાં નંદ યશોદા વ્રજ ભક્ત સાક્ષાત્ પધાર્યાં હતાં. ઈત્યાદી.

**૨૬ સોરમ ઘાટની ઉપર**—ત્યાં સપ્તાહ પારાયણ કરી. ત્યાં કૃષ્ણદાસના ગુરૂ સાથે કૃષ્ણદાસનો મીલાપ થીઓ. અને શ્રીમહાપ્રભુજીના ભાઈ કેસવપુરી શ્રીમહાપ્રભુજીને પોતાની સિદ્ધિ બતાવવા શ્રીગંગાજી ઉપર ચાલી આવ્યા. શ્રીઆચાર્યજી કહે કે, ભગવત સેવાવિના અનેક સિદ્ધિ પામશો તો પણ તે વૃથા છે. વળી બીજે દિવસે પણ તેમ ચાલી આવતાં શ્રી મહાપ્રભુજીએ સિદ્ધિ હરી લીધી તેથી મધ્યમાં

બુડવા લાગ્યા એટલે શ્રીમહાપ્રભુજી કૃપા કરી ભુજા વધારી મધ્યધારામાંથી કીનારે લાવ્યા ત્યારે પશ્ચાત્તાપ કરી શરણે આવ્યા. ઈત્યાદી.

**૨૭ ચિત્રકુટ ક્રાંતિ નામના પર્વત ઉપર છોકર નીચે—** સપ્તાહ કરી ત્યાં શ્રીહનુમાનજી શ્રવણ કરવા પધાર્યા. અને એક પગે ઉભાં રહી શ્રવણ કરતાં શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી જે આ ક્રાંતિ નામનો પર્વત શ્રીગિરિરાજનો ભાઈ છે. માટે એ ઉપર પગે ઉભી ન રેહેવું. એટલે બેશી શ્રવણ કરતાં એક વખત ક્રાંતિ નામના પર્વતે બ્રાહ્મણ વેશે આવી શ્રી મહાપ્રભુજીને કહ્યું કે, શ્રીરામચંદ્રજી આજ્ઞા કરે છે જે અમને કંઈ સામગ્રી આરોગાવા પધારો એટલે શ્રી મહાપ્રભુજી ફલ ફલાદિ લઈ પધાર્યા. અને ત્યાં શ્રીમહાપ્રભુજી સાથે આરોગ્યા, ઈત્યાદી.

**૨૮ અયોધ્યાજીમાં સરયુ કીનારે ગુસાંઈ ઘાટ ઉપર—** ત્યાં શ્રી રામચંદ્રજી મળવા પધાર્યા. એક સમે શ્રી મહાપ્રભુજી શ્રીરામચંદ્રજીનાં દર્શન કરવા પધાર્યા. ત્યાં જઇ મર્યાદા પુરૂષોત્તમાયનમઃ કહ્યું એટલે શ્રીહનુમાનજીને શંકા થઈ જે મર્યાદા પુરૂષોત્તમાયનમઃ કેમ કહ્યું! તે શ્રીરામચંદ્રજીને પૂછતાં શ્રી રામચંદ્રજીએ કહ્યું! કે તેનું કારણ શ્રીમહાપ્રભુજી કહેશે. બીજે દિવસે કથા શ્રવણ કરવા ગયા તો શ્રી મહાપ્રભુજીનું રૂપ સાક્ષાત્

શ્રીરામચંદ્રજી જેવું જોઇ દંડવત કરી પાછા આવી શ્રીરામચંદ્રજીને વૃત્તાંત કહ્યું. ત્યારે આપે કહ્યું કે, તે મારૂં રૂપ ધારણ કરી શકે, પણ અમે તેનું રૂપ ધારણ કરી શકીએ નહીં એટલું સામર્થ્ય તેમાં અધિક છે. એમ કહ્યાથી હનુમાનજીની શંકા દૂર થઈ. ઈત્યાદી.

**૨૯ નૈમિષારણ્યમાં મોતી કુંડ ઊપર છોકર નીચે**—સમાહ કરી ત્યાં ૮૮૦૦૦ હજાર રૂષીઓ યજ્ઞ કરતા હતા ત્યાં પધારી એક શ્લોકનો અર્થ ત્રણ પોહોર વિસ્તારથી વર્ણન કર્યો. તે જોઈ સાક્ષાત્ બ્રહ્મરૂપ છે એમ જાણી સર્વે શરણે આવ્યા. ઇત્યાદી.

**૩૦ કાશીમાં યત્ન વટની પાસે શેઠ પુરૂષોત્તમદાસના ઘરમાં**—ત્યાં સમાહ કરી અને નંદ મોહત્સવ કર્યો. ત્યાં નંદ યશોદા ગોપ ગોપી આદી કુપમાંથી પ્રાગટય થયાં. માયાવાદી પંડિતોને જીત્યા અને ભક્તિમાર્ગ સ્થાપન કરી પત્રાવલંબ ગ્રંથ કરી વિશ્વનાથના મંદિર ઉપર ચોટાડયો અને શ્રીમહાદેવજીએ બ્રાહ્મણોને અજ્ઞા કરી જે એ ભક્તિમાર્ગ સ્થાપન કરે તેમાં મારૂં જોર નહીં. ઇત્યાદી.

૩૧ **હરિહર ક્ષેત્ર ભગવાનદાસના બાગમાં માણેક તળાવ** ઊપર—સમાહ કરી ભગવાનદાસને સ્વરૂપજ્ઞાન દીધું. કેવળરામ નાગાને શરણે લીધો. ઇત્યાદી.

૩૨ **ગંગાસાગરમાં કપીલદેવજીના આશ્રમમાં**—સમાહ કરી—અને ત્યાં ૭ માસ બીરાજી તૃતીયસ્કંધની સુબોધની પુરી કરી અને એક દિવસ શ્રીઆચાર્યજીના મનમાં ધાણી આરોગવાની ઇછા થઇ તેથી તે કૃષ્ણદાસ ભાવપૂર્વક લાવ્યા, અને તેને શું વરદાન આપ્યાં તે વારતામાં પ્રસિદ્ધ કહેલ છે. ઇત્યાદી.

૩૩ **અડેલમાં**—ત્યાં કાશીથી મહાલક્ષ્મિજીને સાથે તેડી પધાર્યા હતા અને શ્રી એલમાગારૂજીની નવનીત પ્રીયાજીની સેવાની અભીલાષા પૂર્ણ કરી. ત્યાં શ્રીગોપીનાથજીનું પ્રાગટ્ય થયું. સં૦ ૧૫૬૭ ના ભાદરવા વદિ ૧૨ દ્વાદશીને દિને. ઈ૦

૩૪ **ચંપારણ્ય**—(ચરણાટ) ત્યાં સમાહ કરી. એક દિવસે એક બ્રાહ્મણે આવી વિનંતી કરી કે, હું ઘણા દિવસ થયા શ્રી ગંગાજી ઊપર તપ કરતો હતો ત્યાં એક દિવસ શ્રીગંગાજીમાંથી એક સ્વરૂપે પધારી મને કહ્યું કે, મારૂં નામ વિઠ્ઠલનાથજી છે તે મને મહાપ્રભુજીને ઘેર પધારવો. તે સાંભળી ઘણા હર્ષથી

પધરાવી લીધા તેજ વખતે શ્રીગુસાંઈજી પ્રાગટ્ય થયા. માટે શ્રીગુસાંઇજીનું નામ પણ શ્રીવિઠ્ઠલનાથજી ધરયું. તે સં૦ ૧૫૭૨ માર્ગશિર્ષ વદ નવમી મધ્યાનને વખતે બ્રાહ્મણોએ જન્મ પત્રીકા કરી સુચવ્યું જે એ માયાવાદીનું ખંડણ કરી ભક્તિમાર્ગ સ્થાપી સેવાવડે અનેક જીવનો ઉદ્ધાર કરશે. ઇ૦

૩૫ **શ્રીપુરૂષોત્તમપુરી**—(જગન્નનાથજી) માંત્યાં મંદિરને ઉત્તર દરવાજે બેઠક છે ત્યાં સમાહ કરી. એ દિવસ એકાદશીનો હતો અને પંડયાઓએ મહાપ્રસાદ શ્રી મહાપ્રભુજીના હસ્તમાં આપ્યો. તે પ્રસાદનું મહાત્મ્ય વર્ણન કરતાં દ્વાદશીની પ્રભાત થઇ એટલે આપે પ્રસાદ લીધો. એટલે સ્નાન કર્યાવિના પ્રસાદ લેવાનો પ્રકાર માયાવાદી બ્રાહ્મણે પૂછતાં શાસ્ત્રના અનેક પુરાવાથી નિરૂત્તર કીધા તોપણ એક જણ ન માનવાથી સભામાં એવું ઠરયું જે શ્રીજગન્નનાથજી જે ઉત્તર દીએ તે કબુલ. તેથી શ્રીજગન્નનાથજીએ આ નીચેનો શ્લોક પત્રમાં લખી રાખ્યો. मेकंशास्त्रं देवकी पुत्र गीता ॥ मेको देवो देवकी पुत्र एव ॥ मंत्रमेको तस्यनामानिमेकां ॥ कर्मोप्येको तस्य भावात्म सेवा ॥ ઇત્યાદી.

૩૬ **નાસક પંચવટીને તીર તપોવનમાં**—ત્યાં સમાહ કરી એક હજાર બ્રાહ્મણોને નિરૂત્તર કર્યા.

૩૭ **પનાં નરસિંહજી**--ત્યાં સમાહ્ કરી તે વખતે શ્રી નરસિંહજી પધાર્યા ત્યારે આપે કહ્યું જે આપે કેમ શ્રમ લીધો? ત્યારે શ્રીનરસિંહજીએ કહ્યું કે મીત્રનો એ ધર્મ છે. એક દિન એક વૈષ્ણવે પૂછ્યું કે, એ ભગવાનનું નામ પણા નરસિંહજી કેમ પડ્યું? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, હિરણ્યકશીપુ આદિ દૈતને માર્યા તે વખતનો ક્રોધ સમાવવા માટે પણો આરોગ્યા તેથી પણા નરસિંહજી એવું નામ છે. ઈત્યાદી.

૩૮ **લક્ષુમણ બાલાજી સેસાચલ પર્વત ઊપર**--ત્યાં સમાહ્ કરી ત્યાં લક્ષુમણ ભટજી ને અલમાગારૂમાતાજી સહીત પધાર્યા હતા. ત્યાં શ્રીમહાપ્રભુજીએ પીતાજીને કહ્યું કે, આજે આપ શ્રીલક્ષુમણ બાલાજીની સેવા શ્રૃંગાર કરો. તે શ્રીલક્ષુમણજી બાલાજીની સેવા કરતાં લક્ષુમણભટજી સ્વરૂપમાં લીન થઇ ગયા તે જોઈ એલમાગારૂ કલેશ કરવા લાગ્યાં તેથી શ્રીમહાપ્રભુજીએ માતાજીને જ્ઞાન ઉપદેશ દઈ કહ્યું જે અમારા પીતાજી અક્ષરબ્રહ્મનું સ્વરૂપ હતા તે અક્ષરબ્રહ્મને પામ્યા. હવે આપ મામા રામકૃષ્ણભટજીની સાથે વિદ્યાનગર પધારો. અમે થોડા દિવસમાં પરીક્રમા પુરી કરી આવશું ત્યારે અડેલ જાશું. એમ કહી વીદાય કર્યાં અને આપ દક્ષણ યાત્રા કરવા પધાર્યા.

**૩૯ શ્રીરંગજીમાં કાવેરી નદીને કીનારે**—ત્યાં શ્રીરંગજીની આજ્ઞાથી આનંદરામ મુખીઆને શરણે લીધો, અને બીજા અનેક તામસી જીવનો ઉદ્ધાર કીધો. ઇત્યાદી.

**૪૦ વિષ્ણુકાંચીમાં કંસુઓ નદીને કીનારે**—ત્યાં સમાહ કરી. તે શ્રીવ્રધરાજ સ્વામીના મંદિરમાં દરશન કરવા પધારયા નહીં તેથી રાત્રે શ્રીવ્રધરાજ સ્વામીએ પધારી પૂછ્યું કે, કેમ દરશને પધારયા નહીં? ત્યાં આપ કહે જે પગથીઆપર સર્વે પથ્થરમાં જે દેવકૃત અષ્ટપદી લખી છે તે ઉપર ચરણ મુકી કેમ અવાય. તેથી સેવકોએ અધર તેડી દર્શન કરાવ્યાં. ત્યાં વ્રધરાજ સ્વામીના પૂછવાથી શ્રીગોવર્ધનનાથજીના પ્રાગટ્યનું વર્ણન કર્યું. ઈત્યાદી.

**૪૧ સેતુબંધ રામેશ્વર**—ત્યાં સમાહ કરી. ત્યાં કોઈ વૈષ્ણવે પૂછ્યું કે, શ્રીરામચંદ્રજીએ મહાદેવજીની પૂજા કરી સ્થાપ્યા તેનું કારણ શું? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, ચાર મર્યાદા શ્રીપુરૂષોત્તમનાં સ્વરૂપ છે તે માહેલા આ પણ મર્યાદા પુરૂષોત્તમ છે તેથી પૂજા કરી. ઈત્યાદી.

**૪૨ મલીઆચળ પર્વત ઊપર હેમ ગોપાલના મંદિર પાસ**—ત્યાં શ્રીમહાપ્રભુજી પધાર્યા તે વખતે શ્રી હેમ-

ગોપાલજી સામા પધરાવા પધાર્યા અને મંદિરમાં પધરાવી આવ્યા અને ત્યાં શ્રીમહાપ્રભુજીએ કેસર અને અરગજાઆદિ ચંદન સમર્પી મેવા ભોગ ધરી પરસ્પર આરોગ્યા, અને શ્રીગોવર્ધનનાથજીનું વત્તાંત પૂછ્યું. તે શ્રીમહાપ્રભુજીએ સંભળાવ્યું. અને બાલ લાલાનાં દર્શન કરાવ્યાં તથા ત્યાં હેમ ગોપાલની કૃપાથી ઇંદ્રિને પણ દર્શન થયાં. ઈત્યાદી.

૪૩ **લોહગઢ**--(હાલ કોકણ પ્રાંતમાં ગોવા છે) ત્યાં અપચરા કુંડ તથા ગંધર્વ કુંડ છે તે ઉપર સિલા ઉપર હાથીનાં પગલાં છે ત્યાં સમાહ કરી તથા ત્યાં અનેક તામસી જીવોનો ઉધ્ધાર કર્યો. ઇત્યાદી.

૪૪ **તાંમ્રપરણી નદી ઊપર**--ત્યાં સમાહ કરી ચુકા એટલામાં એક બ્રાહ્મણે આવી વિનંતી કરી કે, આ ગામના રાજાનું મ્રત્યુ દસ દિવસમાં છે એવું એક ત્રીકાળદર્શીએ* કહેવાથી રાજા પોતાનો ભારોભાર સુવર્ણનું દાંન કરેછે. તે જે દીન બ્રાહ્મણ લેવા જાય છે તેને કોઈ કાળપુરૂષ એક આંગળી ઊંચી કરી બતાવેછે તે જોઈ કોઇ દાંન લેવાની હીંમત કરતા નથી તેથી રાજા બ્રાહ્મણ થઇ દાન

* ભુત, ભવિષ્ય, અને વર્તમાન એ ત્રણે કાળને જાણુવાવાળો.

નહીં લેવાયું માટે કેદ કરે છે. એ સાંભળી શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું કે ચાલો અમે દાન લેશું. બ્રાહ્મણને કેદમાંથી છુટા કરી દાન લેતી વખતે આગળની માફક કાળપુરૂષે એક આંગળી ઊંચી કર્યાથી શ્રી મહાપ્રભુજીએ તે સાંમી ત્રણ આંગળી ઊંચી કરી એ જોઇ કાળપુરૂષ અલોપ થઇ ગયો. અને બ્રાહ્મણોને તે દાન લઈ ગાયત્રીપુરૂશ્ચરણ કરવાની આપે આજ્ઞા કરી. રાજાએ શ્રીમાહાપ્રભુજીને પૂછ્યું કે, આંગળી ૧ ઊંચી કરવાનું કારણ શું? શ્રીમહાપ્રભુ કહે જે કાળપુરૂષનું કેહવું એ જે એક વખત સંધ્યા ગાયત્રી કરતા હોય તે દાન લીઓ. અમે ત્રણ ઊંચી કરી દેખાડી જે ત્રીકાલ કરીએ છૈયે. એ મહીમા જોઇ રાજા તથા બ્રાહ્મણો શરણે આવ્યા. ઇત્યાદી.

૪૫ **કૃષ્ણા નદીને તીર**—ત્યાં સમાહ કરી અનેક માયાવાદી બ્રાહ્મણો સાથે વાદવિવાદથી ભક્તિમાર્ગ સિદ્ધ કર્યો, અને આચાર્ય પદવી પ્રાપ્ત કરી આગળ પધાર્યા.

૪૬ **પંપાસરોવર ઊપર વડવ્રક્ષ નીચે**—ત્યાં સમાહ કરી વૈષ્ણવને આજ્ઞા કરી કે, ભગવત નામ એક ક્ષણ પણ જો ન લીયે તો આસુરાવેશ ઊપજે અને સુક નામના

પક્ષીનો ઉદ્ધાર અષ્ટાક્ષરથી કર્યો અને બીજા પણ અનેક જીવનો ઉદ્ધાર કર્યો ઇત્યાદી.

**૪૭ જનાર્દનમાં**—ત્યાં સમાહ કરી શ્રીજનાર્દનનો શ્રુંગાર શ્રીમહાપ્રભુજીએ કર્યો અને આનંદરામ મુખીયાને બ્રહ્મ-સંબંધ દઈ વ્રજ લીલાનો અનુભવ કરાવ્યો. ઇત્યાદી.

**૪૮ પદ્મનાભજીમાં**—ત્યાં સમાહ કરી તથા શ્રીપદ્મ-નાભજી શ્રવણ કરવા પધાર્યા. આપે શ્રીપદ્મનાભજીને કહ્યુ જે શ્રમ લીધો શ્રીપદ્મનાભજી કહે આપના શ્રમથી મારો શ્રમ થોડો છે. અને શ્રીપદ્મનાભજીની આજ્ઞાથી સર્વે મુખીયા ભીતરીયાને સેવક કર્યા.

**૪૯ ત્રિલોક ભાનજીમાં**—ત્યાં સમાહ કરી અને માયા-વાદી આગળ શાસ્ત્રાર્થનો મહા સંવાદ થયો અને મહાપ્ર-ભુજીએ ચાર પ્રશ્નમાં સર્વેને નિરૂત્તર કર્યા. એ જોઇ સર્વે માયાવાદીઓ શરણે આવ્યા. ઇત્યાદી.

**૫૦ તોતાદ્રિ પર્વત ઉપર**—ત્યાં સમાહ કરવા બીરાજ્યા અને વૈષ્ણવો જલ શોધવા ગયા ત્યાં ચાર ચાર ગાઊમાં જલ નહીં. ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, એક કદંબ નીચે

શીલા છે તે ઊઠાવો. તે ઊઠાવતાં સુંદર કુંડ દેખાયો. તે કુંડનું નામ વલ્લભ કુંડ રાખ્યું. ત્યાં પણ ઘણા માયાવાદીને જીત્યા.

**૫૧ દર્વસેનજીમાં**—ત્યાં સમાહ કરી અને દર્વસેનજીનાં સેવા શ્રુંગાર કરવા પધારતાં ત્યાં દર્વસેનજીએ આચાર્યજીને કહ્યું જે આ સ્થળ બહુ વીકટ છે અને તેમાં દૈવી જીવ પણ ઘણા છે તેથી આપ સર્વેનો ઉદ્ધાર કરો. જેથી આપના વંશ પુરૂસોત્તમ રૂપને આવી વીકટ જગ્યામાં પધારવું પડે નહીં. તેથી શ્રીઆચાર્યજીયે ચરણોદકથી દૈવી જીવને પાવન કીધા. ઇત્યાદી.

**૫૨ સુરતમાં તાપી કીનારે સનત કુમારના આશ્રમમાં**—ત્યાં સમાહ કરી ત્યાંસુધી સુર્ય પુત્રી તાપીજી અલૌકીક આભરણ પહેરી સ્ત્રીરૂપે શ્રીઆચાર્યજીને પંખો કરતાં અને સમય થતાં અલોપ થતાં તેથી વૈષ્ણવોયે પૂછયું જે મહારાજ આ સ્ત્રી આવે છે તે કોણ તેનું વૃત્તાંત કહો. શ્રીમહાપ્રભુજી કહે તે તાપીજી હતાં એમને ઘણા કાળથી મારી સેવાની આકાંક્ષા હતી. એ પ્રતાપબલ જોઈ ત્યાં ઘણા સેવક શરણે આવ્યા.

**૫૩ ભરૂચ નરમદા કીનારે ભ્રગુક્ષેત્રમાં**--ત્યાં સમાહ કરી તે વખતે શ્રીનરમદાજીએ આવી પ્રાર્થના કરી જે હે મહારાજ! કલિકાલના પ્રભાવથી તીર્થ સર્વે ક્ષીણતા પામે છે તેથી આપ પધારી સ્નાન કરવાથી સનાથ કરવાની ઇચ્છા કરે છે. પ્રભુ કહે તે કારણથીજ પૃથ્વી પરીક્રમા છે. અને ત્યાંના પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરી ભક્તિમાર્ગ સ્થાપીત કર્યો.

**૫૪ મોરબીમાં મછુ કીનારે કુંડ ઉપર**--ત્યાં સમાહ કરી સંગના વૈષ્ણવોને કહ્યું જે આ સ્થળ રાજા મયુરધ્વજનું છે. ત્યાં એક બાલા અને બાદા નામના બ્રાહ્મણે શરણે લેવાની વિનંતી કરી તેને શરણે લઇ એકનું નામ બાલ-કૃષ્ણદાસ અને બીજાનું નામ બાદરાયણદાસ ધરી, સ્વમા-ર્ગીય ગ્રંથ ભણાવી, ચરણાર્વીંદની સેવા પધરાવી આપી. ઈ૦

**૫૫ નવાનગરમાં નાગમતિ નદીને કીનારે છોકર નીચે**--ત્યાં સમાહ કરી. એક વખત માયા નામે જામ રાજા ફરતો ફરતો ત્યાં આવ્યો તેને શ્રીમહાપ્રભુજીનાં અલૌકીક દર્શન થયાં અને મહીમા જોઈ રાજા શરણે આવ્યો. ત્યારે તેને આજ્ઞા કરી જે આ સ્થળમાં ગામ વસાવો એ ગાંમ અચળ થશે. તેથી તત્કાળ ત્યાં રાજાએ ગામ વસાવ્યું. ઈત્યાદી.

**પ૬ ખંભાલીઆ ગામની નજીક**—કુંડ ઉપર છોકર નીચે ત્યાં સમાહ કરી. ત્યાં એક બ્રાહ્મણે આવી કહ્યું કે, આ જગ્યામાં એક પ્રેત રહે છે તે આ સ્થળમાં કોઈ પ્રાણી માત્ર રાત વાસો કરે તો તેનો ભક્ષ કરે છે માટે રાત રહેશો નહીં. રાત્રીએ પ્રેત આવ્યો તેનો શ્રીમહાપ્રભુજીએ ઉદ્ધાર કીધો. ઈત્યાદી.

**પ૭ પિંડ તારક કુંડ ઉપર**—ત્યાં સમાહ કરી તે વખતે ત્યાંના તિર્થદેવતા શ્રવણ કરવા આવતા. એક વખત એક નિર્ધન બ્રાહ્મણ આવી પોતાની વ્યવસ્થા કહી રૂદન કરવા લાગ્યો તેથી શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી કહ્યું જે તારા હાથે આ કુંડમાં પિંડ તરશે તેથી તારો નિરવાહ ચાલશે. ઈત્યાદી.

**પ૮ મુલ ગોમતી**—(ડાકોરજી)માં ત્યાં સમાહ કરી. વૈષ્ણવોએ પૂછ્યું જે પ્રભુ આ મુલ ગોમતીજીનું વૃત્તાંત કહો. તે કૃપા કરી શ્રીમહાપ્રભુજીએ કહ્યું જે ગૌલોકથી આવી ભુતળ ઉપર રાજાને ઘેર જન્મ લીધો અને સમુદ્રને વરયાં ને પ્રભુ શ્રીપુર્ણપુરૂષોત્તમનાં ચરણસ્પર્શ પામ્યાં. ઈત્યાદી.

**પ૯ શ્રી દ્વારકામાં ગોમતી કીનારે**—ત્યાં સમાહ કરી તે વખતે વરસાદ ઘણો આવ્યો તે જોઈ શ્રીમહાપ્રભુજીએ

વિચાર્યું જે કથામાં ભંગ થાશે તેથી પ્રતાપ બલથી બેઠક જેટલી જગ્યામા વરસાદ બંધ કર્યો. એ મહીમા વૈષ્ણવોને દેખાડયો. પછી શ્રીદ્વારકાનાથજી (રણછોડજી)ની સેવા શ્રુંગાર કર્યા અને પ્રભુજીની આજ્ઞાથી ચાતુર્માસ બીરાજ્યા. ત્યાં શ્રી રણછોડજીની આજ્ઞાથી ગોવિંદદાસજી બ્રહ્મચારી શરણે આવ્યો અને તે દીનથી શ્રી આચાર્યજીની કથા શ્રવણ કરતાં એક સમે શ્રી ગોવર્ધનનાથજીએ શ્રીમહાપ્રભુજીને કહ્યું કે, બ્રહ્મચારીતો રાજ લીલાના અધિકારી છે. એક દિવસ કથા પ્રસંગમાં વાતો કરવાથી પ્રસાદ આપવો બંધ કર્યો; પણ શ્રીરણછોડજીની આજ્ઞાથી સર્વે વૈષ્ણવોને પ્રસાદ આપ્યો. ઈ૦

**૬૦ ગોપી તળાવ ઊપર છોકર નીચે**—ત્યાં સપ્તાહ કરી. ત્યાં વૈષ્ણવોની વિનંતીથી સર્વે વૈષ્ણવોને દિવ્ય ચક્ષુ આપી અખંડ રાસલીલાનાં દર્શન કરાવ્યાં. ઇત્યાદી.

**૬૧ સંખોદ્ધારમાં સંખ તળાવ ઊપર**—ત્યાં સપ્તાહ કરી. વૈષ્ણવોએ પ્રાર્થના કરી કે મહાજ આ સ્થળનું સંખો-દ્ધાર નામ કેમ પડયું? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, આહીં ભગવાન શંખચુડ દૈતને મારી વેદ લાવ્યા તેથી આ ભગવાન શંખ. નારાયણ કેહેવાય છે. આ રમણ દ્વિપ કાળીનાગને

આપ્યો છે. કોઈકાલે ભગવાન્ શ્રીરણછોડજી આ સ્થળમાં પધારશે. શ્રી શંખનારાયણની આજ્ઞાથી શ્રીસુબોધનીમાંથી વેણુગીતના એક શ્લોકનું વ્યાખ્યાન ત્રણ દિવસે પુરૂં કરી સભળાવ્યું. ઇત્યાદી.

૬૨ **નારાયણસરોવર ઉપર માર્કંડેય ઋષિના આશ્રમમાં**—ત્યાં સમાહ કરી વૈષ્ણવને કહ્યું જે આ સ્થળમાં આદિનારાયણનું પ્રાગટ્ય છે. ત્યાં કોટીશ્વર મહાદેવજી કથા શ્રવણ કરવા આવતા હતા તે શ્રીમહાદેવજીની આજ્ઞાથી મહાદેવજીના સેવકો શ્રીમહાપ્રભુજીને શરણે આવ્યા અને બીજા પણ અનેક તામસી જીવનો ઉદ્ધાર કર્યો. ઇત્યાદી.

૬૩ **જીર્ણગઢ (જુનાગઢ)માં રેવતી કુંડઉપર**—ત્યાં સમાહ કરી. ત્યાં રૈવતાચલ તથા અસ્વસ્થામા શ્રવણ કરવા પધારતા. એક વખત દામોદર કુંડમાં સ્નાન કરતાં આપની ગોદમાં કોટીકંદર્પ લાવણ્ય શ્રીદામોદરજી પ્રગટ થયા. તે જુનાગઢમાં શ્રીગોકુલેશજીને માથે બીરાજે છે.

૬૪ **દેવોત્સર્ગ પ્રભાસ ક્ષેત્રમાં ગોપી તીર્થ ઉપર**—ત્યાં સમાહ કરી ત્યાં સોમનાથ મહાદેવજી શ્રવણ કરવા પધારતા. શ્રીમહાદેવજીના સેવક તે શ્રીમહાદેવજીની આજ્ઞાથી

શ્રીમહાપ્રભુજીના સેવક થયા. ત્યાં આપે વૈષ્ણવને કહ્યું કે, આંહીં જાદવાસ્થળી છે. પછે પંચ તીર્થ કરયાં. ઇત્યાદી.

**૬૫ માધવપુર રૂકમણિ વનમાં કદંમ કુંડ ઉપર**—ત્યાં સમાહ કરી. ત્યાં શ્રીમાધવરાયજી શ્રવણ કરવા પધારતા વૈષ્ણવને આપે કહ્યું કે, આ સ્થળમાં શ્રીકૃષ્ણચંદ્ર રૂકમણિજીનું હરણ કરી પરણ્યા છે તેની ચોરી તથા માહેરૂં છે એમ કહી દર્શન કરાવ્યાં. કદંમ કુંડમાં આપે સ્નાન કર્યું અને બીજા અનેક ઋષિઓ આવી સ્નાન કરી અનેક કાલાંતરના તપની સિદ્ધિને પામ્યા. ત્યાં શ્રીમાધવરાયજીએ આજ્ઞા કરી કે, અમે એક જીર્ણ દેવાલયમાં બીરાજીએ છિયે અને ત્યાં એક ગિરિનારો બ્રાહ્મણ છે તે એક જલની લોટો ચડાવે છે. તે સાંભળી આપે તે બ્રાહ્મણને તેડાવી પૂછયું તો નિરવાહ નહીં તેથી આસપાસના વૈષ્ણવોને તેડાવી નિરવાહ કરી આપ્યો. અને આપે સેવા શ્રુંગાર કરી બ્રાહ્મણને આજ્ઞા કરી જે એ રીતે સેવા શ્રુંગાર કરવા. એમ કર્યાથી તમારો નિરવાહ ચાલશે અને વૈભવ પણ વધશે. ઈત્યાદી.

**૬૬ ગુપ્તપ્રયાગમાં પ્રયાગકુંડની ઉપર**—ત્યાં સમાહ કરી. આપે વૈષ્ણવોને કહ્યું કે, આ સ્થળમાં ત્રીવેણી (ગંગા યમુના સરસ્વતી) સારસ્વત કલ્પમાં બીરાજતાં હતાં. એક દિવસ એક બ્રાહ્મણે આવી પ્રાર્થના કરી કે, હું દક્ષણનો

રહેવાશી છું ને શ્રીપંડરપુરમાં શ્રીવિઠ્ઠલનાથજીના મંદિરમાં દુધનો આહાર કરી ભાગવતનો પાઠ કરતો હતો તેથી શ્રીમદ્ વિઠ્ઠલનાથજીએ પ્રસન્ન થઈ વરદાન આપ્યું જે માંગ. મેં કહ્યું, વ્રજની લીલાનાં દર્શન કરાવો. પ્રભુએ કહ્યું તે દુર્લભ છે; પણ તું ગુપ્તપ્રયાગમાં જઇ ભક્તિ કર. ત્યાં કાળાન્તરે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પધારશે તે તારા મનોરથ પૂર્ણ કરશે. એમ કહી શરણે લીધો. શરણે લઇ કહ્યું જે તારો વ્રજભુમીમાં અવતાર થશે અને તું ગોપીનાથ ગ્વાલ કહેવાઇશ તથા તારી સાથે શ્રીગોવર્ધનનાથજી ક્રીડા કરશે. ઈત્યાદી.

૬૭ **ત્રીગડીમાં**—ત્યાં એક બ્રાહ્મણને ઘેર સમાહ કરી શ્રીકૃષ્ણ બલદેવનાં બાળક રૂપે દર્શન તે સ્ત્રી પુરૂષને કરાવ્યાં. બીજા પણ દૈવીજીવને શરણે લીધા. ઇત્યાદી.

૬૮ **નરોડા ગોપાલદાસના ઘરમાં**—ત્યાં સમાહ કરી. અલૌકિક આનંદ પામી દૈવીજીવને શરણે લીધા. એ સર્વે ગોપાલદાસની વાર્તામાં વિસ્તારપૂર્વક છે. ઈત્યાદી.

૬૯ **ગોધરામાં રાણા વ્યાસના ઘરમાં**—ત્યાં સમાહ કરી. ત્યાં રાણા વ્યાસની ઇચ્છા પૂરણ કરીને બાળબોધ ગ્રંથનો ઉપદેશ દઈ વેણુગીત અને સુબોધની સંભળાવી પ્રેમલક્ષણયુક્ત કરી ઘણા દૈવીજીવને શરણે લીધા. ઇત્યાદી.

૬૯ **ખીરાલું જગન્નાથ જોશીના ઘરમાં**—ત્યાં સમાહ કરી. એક વખતે જગન્નાથ જોશીએ યુગલગીતનું પ્રશ્ન પૂછ્યું તેની વ્યાખ્યા શ્રીમહાપ્રભુજીએ કરી સંભળાવી તેથી રસાવિષ્ટ થઇ મુર્છિત થઇ વ્રજલીલાનાં સાક્ષાત દર્શ થયાં. ઈત્યાદી.

૭૦ **સિદ્ધપુરમાં બિંદુસરોવર નજીક**—ત્યાં સમાહ કરી વૈષ્ણવ પ્રત્યે કહ્યું કે, આ સ્થલમાં કપીલદેવજીએ માતુશ્રીને જ્ઞાન ઉપદેશ કરી જલરૂપ કર્યાં છે. અને માયાવાદી પંડિતોને નિરૂત્તર કરી ભગતીમાર્ગ પ્રવર્તાવ્યો. એ પ્રતાપબલ જોઇ ઘણા દૈવીજીવ શરણે આવ્યા. ઈત્યાદી.

૭૧ **અવંત્રિકાપુરી (ઉજ્જેણ)માં ગોમતી કુંડ ઉપર પીપર નીચે**—ત્યાં પ્રથમ વ્રક્ષની છાયા નહીં હતી તેથી આપે એક પીપળાનું પાન રાખી જલ છાંટવાથી મોટું વ્રક્ષ થઈ રહ્યું. તે પ્રતાપબળ જોઇ માયાવાદીનો મોહ ટળી ગયો. એણે શરણે આવી વિનંતી કરી જે, મહારાજ અમને શરણે લીયો. તેથી કૃપા કરી શરણે લીધા. ઈત્યાદી.

૭૨ **પુષ્કરજીમાં વલ્લભ ઘાટ ઉપર છોકર નીચે**—ત્યાં સમાહ કરી શ્રી પુષ્કરજીના મંદિરમાં પધારી સેવા કરી

વૈષ્ણવને બોધ કર્યો જે, આ તીર્થમાત્રના રાજા છે, અને નારાયણની નાભીકમળથી બ્રહ્માની ઉત્પત્તિ આ સ્થળથી છે. ઈત્યાદી.

૭૩ **ચંદ્ર સરોવર ઉપર પરાસોલી વ્રજમાં**—ત્યાં સમાહ કરી સ્વમાર્ગીય વૈષ્ણવોને નિજ માર્ગનું સિદ્ધાંત સંભળાવ્યું અને દૈવીજીવોને શરણે લીધા. ઇત્યાદી.

૭૪ **જનકપુર સરયૂ કીનારે છે**—ત્યાં સમાહ કરી વૈષ્ણવોના પૂછવાથી પ્રભુ શ્રીરામચંદ્રજીનાં જાનકીજી સાથે લગ્ન થયાં એ કથા વિસ્તારથી વર્ણન કરી સંભળાવી, ને દૈવીજીવને શરણે લઈ ઉદ્ધાર કર્યો. ઈત્યાદી.

૭૫ **કુરૂક્ષેત્રમાં કુંડ ઉપર**—ત્યાં સમાહ કરી. રાત્રના વૈષ્ણવો પ્રત્યે યુગલગીતનો પ્રસંગ ચાલતાં વ્રજલીલાનાં સુખનો અનુભવ કરાવ્યો. ઇત્યાદી.

૭૬ **હરિદ્વારમાં કનિકા ક્ષેત્ર ઉપર**—ત્યાં સમાહ કરી. ત્યાં ઘણા કાલથી પ્રેતયોની પામેલા એક દૈવીજીવનો ઉદ્ધાર કર્યો. ઇત્યાદી.

૭૭ **બદ્રિકાશ્રમમાં**—ત્યાં સમાહ કરી તેજ દિવસે વામન દ્વાદશી હતી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી શ્રી બદ્રિ-

નારાયણની સેવા કરવા પધાર્યા. પ્રભુની આજ્ઞાથી ઓચ્છવ અંતે પારણું કર્યું. તે અધાપી પર્યંત ઓચ્છવની અંતે પારણું થાય છે. બદ્રિનારાયણે આજ્ઞા કરી કે, આ સ્થળ ઘણુ વિકટ છે તેથી દૈવીજીવોને આપને શરણે લ્યો. જેથી તમારા વંશમાં પુરૂષોત્તમરૂપ બાળકોને શ્રમ લેવો પડે નહીં. આજ્ઞા પ્રમાણ કરી દૈવીજીવોને શરણે લીધા. ઇત્યાદી.

૭૮ **કેદારનાથ કેદાર કુંડ ઉપર**--ત્યાં સમોહ કરી. ત્યાં કેદારનાથની આજ્ઞાથી દૈવીજીવનો ઉદ્ધાર કર્યો. ઇત્યાદી.

૭૯ **વ્યાસ આશ્રમમાં**—ત્યાં સમોહ કરી. સાથે કૃષ્ણદાસ વૈષ્ણવ હતા તેને આજ્ઞા કરી જે ગુફાદ્વારે ઊભા રહો. અમે વ્યાસજીને મળી આવીએ છઈએ. જતાં વ્યાસજીએ સામા પધારી આસન આપી કહ્યું કે, સુબોધની સંભળાવો. તે સંભળાવી બાહેર પધાર્યા તો કૃષ્ણદાસ ઊભા છે તે જોઇ આપે કહ્યું કે, કેમ બેઠા નહીં. ગુરૂ આજ્ઞા પ્રમાણ જોઈ પ્રસન્ન થઇ વરદાન આપ્યું. તે વાર્તામાં વિસ્તાર છે.

૮૦ **હિમાચળ પર્વત ઉપર**--ત્યાં સમોહ કરી પ્રેત રૂપે અનેક દૈવીજીવ હતા તેનો ઉદ્ધાર કર્યો.

૮૧ વ્યાસગંગા કીનારે છોકર નીચે—ત્યાં સમોહ કરી. વૈષ્ણવોએ પ્રશ્ન કર્યું કે, આ સ્થળ વ્યાસગંગા કેમ કેહેવાણું? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે, વ્યાસજીનું જન્મ સ્થાન આ છે. અને સંહિતા ભાગવતનું પ્રાગટ પણ આહીંજ છે.

૮૨ હિમાચળ મંદરાચળ પર્વત ઉપર છોકર નીચે—ત્યાં સમોહ કરી. મદનમધુસૂદનજીની આજ્ઞાથી સેવા શ્રૃંગાર કરવા પધાર્યા. ત્યાંથી શ્રીગિરિરાજ પધાર્યા. શ્રીનાથજીના અધિકારી કૃષ્ણદાસને રાખ્યા. આપ અડેલથી સર્વે સ્વરૂપ પધરાવી શ્રી ગોકુલમાં બીરાજ્યા. અને શ્રીગોવર્ધનનાથજીનો સેવા પ્રકાર અતિ ઉત્કૃષ્ટ થવા લાગ્યો. ઈત્યાદિ.

૮૩ કાશીમાં હનુમાન ઘાટ ઉપર—ત્યાં સ્વધામ પધારવાની ત્રીજી વખત આજ્ઞા થઈ એટલે સુબોધની દશમસકંધની પુરી કરી. સન્યાસ નિર્ણય ગ્રંથ કર્યો. પછી ત્રિદંડ સન્યસ્ત ગ્રહણ કરી મૌન રહી ૪૦ દિવસ અન્ન જળ ત્યાગ કરી આસુર વ્યામોહ લીલા દેખાડી.

૮૪ હરિહર ક્ષેત્રમાં ભગવાનદાસના ઘરમાં—આગળ જણાવ્યા પ્રમાણે શ્રીમદાચાર્યજી સુધામ પધાર્યા તેથી ઘણા વૈષ્ણવો તાપ તથા ક્લેશ પામ્યા અને અન્ન જળ ત્યાગ કર્યું.

તેને શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીએ સ્વપ્નામાં જણાવ્યું કે, હું સદા બિરાજમાન છું. તમને તાપ હોય તો હરિહર ક્ષેત્રમાં ભગવાનદાસને ઘેર જાઓ તે તમને મારાં દર્શન કરાવશે. તેથી ત્યાં જઈ ભગવાનદાસ આગળ કાશીમાં આસુર વ્યામોહ લીલાનું વૃતાંત કહી વ્યાકુળ થઈ રૂદન કરવા લાગા એ જોઈ ભગવાનદાસ કહે તમને ભ્રાંતિ થઇ છે. પ્રભુતો સદા બિરાજમાન છે ચાલો તમને દર્શન કરાવું. એમ કહી ટેરો ખોલ્યો ત્યાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કોટી કંદર્પ લાવણ્ય સુખધામને ગાદી તકીએ બીરાજી પોથી વાંચે છે તે જોઈ સાષ્ટાંગ દંડવત કર્યા. પ્રભુ હસી કહે મારી લીલા સદા બિરાજમાન છે. એવી રીતે અનેક વૈષ્ણવને દર્શન આપ્યાં છે. આ અપાર લીલા ઘણી વિસ્તીર્ણ છે. તેમાં આ તો સંક્ષેપ માત્ર બેઠક ચરિત્ર આપ્યું છે તે સંપૂર્ણ.

## અથ શ્રીગુસાંઇજી (શ્રી વિઠ્ઠલનાથજી) ની બેઠક ૨૮ જન્મ દિવસ સં૦ ૧૫૭૨ પૌષ વદ ૯.

૧ શ્રી ગોકુલ શ્રી ગોકુલનાથજીના મંદિરમાં.

૨ શ્રી ગોકુલ ઠકરાણી ઘાટ ઉપર શ્રીમહાપ્રભુજીની બેઠક પાસે.

૩ શ્રી વૃંદાવનમાં શ્રીમહાપ્રભુજીની બેઠક પાસે બંસીવટ ઉપર.

૪ શ્રી કુંડ ઉપર. ૫ શ્રી ચંદસરોવર ફુલગરમાં.

૬ શ્રી ગોપાલપુરમાં. ૭ શ્રી કામવનમાં.

૮ શ્રી પ્રેમસરોવર ઉપર. ૯ શ્રી સંકેત વટ પાસે.

૧૦ રીટોરામાં. ૧૧ શ્રી કરેલા ગામમાં.

૧૨ શ્રી કોટવનમાં. ૧૩ શ્રી ગોકુલ ચીર ઘાટ ઉપર.

૧૪ શ્રી વત્સવનમાં. ૧૫ શ્રી બેલવનમાં.

૧૬ પરાસોલીમાં. ૧૭ ચરણાટમાં.

૧૮ અડેલમાં. ૧૯ નારાયણદાસના ઘરમાં.

૨૦ સોરમજીમાં. ૨૧ ગોધરા નાગજીભાઈના ઘરમાં

૨૨ અલીઆણા મહીધરજી ફુલત્રાઈના ઘરમાં.

૨૩ રાજનગર (અમદાવાદ) ભાઈલા કોઠારીના ઘરમાં.

૨૪ ખંભાત નારાયણસરોવર ઉપર.

૨૫ નવાનગર બાલાબાદરાયનના ઘરમાં.

૨૬ ગંગાગૌડ ધઢમાં જબલપુરની પાસે.

૨૭ શ્રી દ્વારકાજીમાં.

૨૮ શ્રી રામ લક્ષમણના મંદિર પાસે શ્રી દ્વારકાજીમાં.

## અથ શ્રી ગિરિધરજીની બેઠક ૩ જન્મ સં૦ ૧૫૯૭ કાર્તિક શુદ ૧૨.

૧ શ્રી ગોકુલમાં શ્રીગોકુલનાથજીના મંદિરમાં.

૨ શ્રી ગોપાલપુર મથુરેશજીના મંદિરમાં.

૩ શ્રી કામેરી ગુફામાં.

## અથ શ્રી ગોકુલેશજીની બેઠક ૧૩ જન્મ સં૦ ૧૬૦૮ માગસર શુદ ૭.

૧ શ્રી ગોકુલમાં શ્રી ગોકુલનાથજીના મંદિરમાં.

૨ વૃંદ્રાવન વંસીવટમાં આચાર્યજીની બેઠક પાસે.

૩ રાધાકૃષ્ણ કુંડ ઉપર શ્રીવિઠ્ઠલનાથજીની બેઠક પાસે.

૪ શ્રી ચંદસરોવર પરાસોલીમાં.

૫ શ્રી ગોપાલપુર શ્રી ગોકુલનાથજીના મંદિરમાં.

૬ શ્રી કામવનમાં સુરભા કુંડ ઉપર.

૭ શ્રી કરેલામાં શ્રી ગુસાંઇજીની બેઠક સામે.

૮ શ્રી ભરૂચ તાપી કીનારે.

૯ શ્રી સોરમજીમાં શ્રીમહાપ્રભુજીની બેઠક પાસે.

૧૦ શ્રી ગોધરામાં નાગજી ભટના ઘરમાં.

૧૧ શ્રી કાશમીરમાં.

૧૨ શ્રી અડેલમાં શ્રી મહાપ્રભુજીની બેઠક પાસે શ્રીગોકુલેશજીનો પ્રાગટય પણ આજ સ્થલમાં છે.

૧૩ શ્રી રાજનગર (અમદાવાદ) માં ભાઈલા કોઠારીના ઘરમાં શ્રી ગુસાંઇજીની બેઠક પાસે.

## ઈતિ બેઠક પ્રકાશ સંપૂર્ણ.

## શ્રી મહાચાર્યજી મહાપ્રભુજીનાં સેવ્ય સ્વરૂપનો પ્રાગટય તે કોણે સેવ્યા અને હાલ કોને માથે બીરાજે છે તથા કયા સ્થલમાં.

૧ **શ્રી ગોવર્દ્ધનનાથજી**—(પ્રાગટય શ્રીગિરીરાજમાંથી) તે રામદાસે સેવ્યા હાલ ટીકાત શ્રી ગોવર્ધનલાલજીને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૨ **શ્રી નવનીત પ્રિયાજી**—(શ્રી યમુનાજીમાંથી) તે ગજધાવનદાસના સેવ્યા તે હાલ શ્રીગોવર્ધનનાથજીની ગોદમાં ટીકાત શ્રી ગોવર્ધનલાલજીને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૩ **શ્રી મદનમોહનજી**—(શ્રી યમુનાજીમાંથી) તે અચ્યુતદાસે સેવ્યા. હાલ શ્રી ગોવર્ધનનાથજીની ગોદમાં ટીકાત શ્રી ગોવર્ધનલાલજીને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૪ **શ્રી બાલકૃષ્ણજી**—(અડેલમાં યમુનામાંથી) તે અડેલની બ્રાહ્મણીએ સેવ્યા. તે હાલ શ્રીગોવર્ધનનાથજીની ગોદમાં શ્રી ટીકાત ગોવર્ધનલાલજીને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૫ **શ્રી વિઠ્ઠલનાથજી**—(શ્રી ગુસાંઈજીના જન્મ સમે બ્રાહ્મણે આપ્યા) તે શ્રીમદ્વલ્લભકુલેં સેવ્યા. શ્રીબાડે ગોવિંદજીને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૬ **શ્રી મથુરેશજી**—(શ્રી મહાપ્રભુજીના યજ્ઞોપવિત સમે પધારયા) તે ગોવિંદદાસના સેવ્યા હાલ શ્રીવલ્લભજીને માથે કાંકરોલીમાં બીરાજે છે.

૭ **શ્યામસુંદરજી**—(શ્રીવિષ્ણુસ્વામીની ઇચ્છાથી) તે શ્રી ગોપીકાલંકારજીને માથે ઉદેપુરમાં બીરાજે છે.

૮ **શ્રી મદનમોહનજી**—(પંચગંગામાંથી) તે સુરદાસજીએ સેવ્યા. હાલ શ્રીત્રીકમજીને માથે સ્વામનીજી સહીત જોધપુરમાં બીરાજે છે.

૯ **શ્રી મથુરેશજી**--(શ્રીયમુનાજીમાંથી) પદ્મનાભદાસની બેટી તુલશાએ સેવ્યા. તે હાલ શ્રી કનૈયાલાલજીને માથે કોટામાં બીરાજે છે.

૧૦ **શ્રી છોટા મથુરેશજી**--(શ્રી મથુરેશજીના સ્વરૂપમાંથી) તે મહાવનની ક્ષત્રાણીયેં સેવ્યા. હાલ શ્રીમુરલીધરજીને માથે કોટામાં બીરાજે છે.

૧૧ **શ્રી નવનીતપ્રિયાજી**—(ગંગાજીમાંથી) ને માવજી પીરજીયે સેવ્યા. હાલ શ્રી માધોરાયજીને માથે કોટામાં બીરાજે છે.

૧૨ **શ્રી કલ્યાણરાયજી**--(તળાવમાં દેવી કરી પુજાતા હતા તે) તે વેણીદાસે સેવ્યા. હાલ શ્રી જદુનાથજીને માથે સેરગઢમાં બીરાજે છે.

૧૩ **શ્રી ગોપીનાથજી**--(શ્રી આપને સાસરેથી પધરાવી લાવ્યા તે) શ્રીગોકુલનાથજીએ સેવ્યા. હાલ શ્રી લક્ષ્મણજીને માથે શ્રી ગોકુલમાં બીરાજે છે.

૧૪ **શ્રી લાલજી**--( સરસ્વતીમાંથી ) અમાંક્ષત્રાણીએ સેવ્યા. તે હાલ શ્રી નરસિંહલાલજીને માથે મુંબઈમાં બીરાજે છે.

**૧૫ શ્રી અષ્ટભુજાજી**—(ત્રવેણીમાંથી) પદ્મા રાવળે સેવ્યા. તે હાલ શ્રીવિઠ્ઠલરાયજીને માથે શ્રીમથુરાજીમાં બીરાજે છે.

**૧૬ શ્રી ગોકુલચંદ્રમાજી**—(શ્રી યમુનાજીમાંથી) તે નારાયણદાસ બ્રહ્મચારીએ સેવ્યા. તે હાલ શ્રી ગોવિંદરાયજીને માથે કામવનમાં બીરાજે છે.

**૧૭ શ્રી મદનમોહનજી**—(નારાયણ ભટજીના ઘરમાંથી) શ્રી વલ્લભકુલે સેવ્યા. હાલ શ્રી વ્રજલાલજીને માથે કામવનમાં બીરાજે છે.

**૧૮ શ્રી બાલકૃષ્ણજી**—(શ્રી યમુનાજીમાંથી) શ્રીગિરિ-રાજવાળા તે શ્રીજીવનલાલજીને માથે મુંબઇમાં બીરાજે છે.

**૧૯ શ્રી મદનમોહનજી**—ફુલબાઈના ઠાકોર તે હાલ શ્રી ગંગાબેટીજીને માથે મુંબઈમાં બીરાજે છે.

**૨૦ શ્રી લાડલેજી**—(શ્રી યમુનાજીમાંથી) તે જયાનંદે સેવ્યા. હાલ શ્રીમગનજીને માથે વેરાવલમાં બીરાજે છે.

**૨૧ શ્રી દામોદરજી**—(વ્રજના કુંડમાંથી) હાલ ગિરિ-નારા બ્રાહ્મણ સેવે છે. જુનાગઢમાં.

૨૨ શ્રી મદનમોહનજી—(ત્રીવેણીમાંથી) તે ગદાધરદાસના સેવ્યા તે હાલ વ્રજેશજીનાં વહુજીને માથે નવાનગરમાં બીરાજે છે.

૨૩ શ્રી બાલકૃષ્ણજી—મતકાવારા ઠાકોર તે શ્રી વ્રજાધીશજીને માથે જોધપુરમાં બીરાજે છે.

૨૪ શ્રી દામોદરજી—શ્રી મગનજી મહારાજના ઠાકોર તે શ્રીગોકલેશજીને માથે જુનાગઢમાં બીરાજે છે.

૨૫ શ્રી નટવરજી—(નારાયણસરોવર સૂર્ય કુંડમાંથી) તે ગોપાલદાસે સેવ્યા. તે શ્રી વ્રજભુખણજીને માથે રાજનગરમાં બીરાજે છે.

૨૬ શ્રીમદનમોહનજી—ગોપાલદાસ જટાધારીના સેવ્યા હાલ શ્રીભામનીજી વહુજીને માથે શ્રી ગોકુલમાં બીરાજે છે.

૨૭ શ્રી મદનમોહનજી—તે શેઠ પુરૂષોત્તમદાસ (કૃષ્ણાવતારમાં અક્રુરજી હતા) તેના સેવ્યા. તે શ્રી ત્રીકમજીને માથે જોધપુરમાં બીરાજે છે.

૨૮ શ્રી મદનમોહનજી—ચંપાભટજીના તે શ્રી નવનીતપ્રિયાજીની પાસે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૨૯ શ્રી બાલકૃષ્ણજી--તે રાજાદવે માધોદવેના સેવ્યા. તે વલ્લભદાસ મુખીયાને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૩૦ શ્રી મદનમોહનજી--રાજા જોધસિંહજીના સેવ્યા. તે શ્રી કાકા ગિરિધરજીને માથે બીરાજે છે. તે શ્રીજીદ્વારમાં શ્રી વિઠ્ઠલનાથજીની ડોલત્રીબારીમાં.

૩૧ શ્રી બાલકૃષ્ણજી--તે રાણાવ્યાસના સેવ્યા. હાલ બલદેવ મુખ્યાજીને માથે શ્રીજીદ્વારમાં બીરાજે છે.

૩૨ શ્રી મદનમોહનજી--તે ગોપાલદાસ વાસવાડવાળાના સેવ્યા તે શ્રીવ્રજરતનજીને માથે શ્રીગોકુલમાં બીરાજે છે.

૩૩ શ્રી રસિકરાયજી—તે માધવદાસ જલોટાના સેવ્યા તે હાલ શ્રીવલ્લભજી કામવનવાળાને માથે વીરમગામમાં બીરાજે છે.

૩૪ શ્રી નવનીતપ્રિયાજી--રામદાસના સેવ્યા તે હાલ શ્રીરાજા ઠાકોરને માથે શ્રીગોકુલમાં બીરાજે છે.

૩૫ શ્રી શ્યામલાલજી--ગોપાલદાસ જટાધારીના સેવ્યા તે વ્રજભુખણજીને માથે જામનગરમાં બીરાજે છે.

૩૬ શ્રી શ્યામમનોહરજી—તે હરિદાસની છોકરીના સેવ્યા તે હાલ શ્રીકુંજલાલજીને માથે ચાંપાસેરીમાં બીરાજે છે.

## શ્રી ગુસાંઇજી (શ્રીવિઠ્ઠલનાથજીનાં) સેવ્ય સ્વરૂપ.

૧ **શ્રી મદનમોહનજી**—(શ્રીગુસાંઇજીના શ્રી હસ્તથી પ્રાગટ્ય) તે રાજા આસકરણે સેવ્યા હાલ શ્રીજીવનલાલજીને માથે મુંબઈમાં બિરાજે છે.

૨ **શ્રી મદનમોહનજી શ્રીસ્વામિનીજી સહીત**—(શ્રીયમુનાજીમાંથી) તે રસીકેસના સેવ્યા તે શ્રીવિઠલરાયજીને માથે શ્રીમથુરાજીમાં બીરાજે છે.

૩ **શ્રી ગોપાલલાલજી**—તે લાલબાઈ ધારવાઈના સેવ્યા તે હાલ શ્રીગિરિધરજીને માથે કાશીમાં બીરાજે છે.

૪ **શ્રી વૃંદાવનચંદજી**—(સ્વઈચ્છાથી પ્રાગટ્ય) તાજબીબી (ખાનજાદી) ના સેવ્યા તે શ્રી ગોપીકાલંકારજીને માથે ઉદેપુરમાં બીરાજે છે.

૫ **શ્રી ગોવર્ધનનાથજી ગૌરસ્વરૂપ**—સ્વામિનીજી સહીત શ્રી ત્રીકમજી રણછોડજીને માથે કાશીમાં બીરાજે છે.

૬ **શ્રી છોટાજી**—તે નારાણદાસના સેવ્યા તે શ્રી વ્રજનાથજીને માથે નગરઠઠામાં બીરાજે છે.

૭ **શ્રી મદનમોહનજી**—તે જેમલજીના સેવ્ય તે હાલ હાજીપરવાળાં શ્રી શોભાવહુજીને માથે પોરબંદરમાં બીરાજે છે.

૮ **શ્રી દ્વારકાનાથજી**—તે શ્રી શોભાબેટીજીના સેવ્યા તે હાલ શ્રી લાલમણીજીના લાલજી શ્રીવિઠ્ઠલેશજીને માથે અમરેલીમાં બીરાજે છે.

૯ **શ્રી બાલકૃષ્ણજી**—તે કૃષ્ણભટના સેવ્યા તે હાલ તેના વંશજો માથે રાજકોટમાં બીરાજે છે.

૧૦ **શ્રી અદ્દભુતરાયજી**—(શ્રી ગિરિરાજમાંથી) શ્રી ગોકુલનાથજીના સેવ્યા તે હાલ શ્રી પુરૂષોત્તમજીને માથે મથુરાજીમાં બીરાજે છે.

## શ્રી મહાચાર્યજી મહાપ્રભુજીની પાદુકા બીરાજે છે તે સ્થલ.

૧ શ્રી ગોવર્ધનનાથજીના નિજમંદિરમાં શ્રી નાથદ્વારામાં.

૨ શ્રી નવનીતપ્રિયાજીની પાસે શ્રીજીદ્વારમાં.

૩ શ્રી મથુરેશજીની પાસે શ્રી કોટામાં.

૪ શ્રી વિઠ્ઠલનાથજીની પાસે શ્રીજીદ્વારમાં.

૫ શ્રી દ્વારકાનાથજીની પાસે શ્રી કાંકરોલીમાં.

૬ શ્રી ગોકુલનાથજીની પાસે શ્રી ગોકુલમાં.

૭ શ્રી ગોકલચંદ્રમાજીની પાસે શ્રી કામવનમાં.

૮ શ્રી મદનમોહનજીની પાસે શ્રી કામવનમાં.

૯ શ્રી મહાચાર્યજી મહાપ્રભુજીના મંદિરમાં કોટામાં.

૧૦ શ્રી કોટામાં ભટજીને માથે.

૧૧ શ્રી મહાચાર્યજીના મંદિરમાં શ્રી ગોકુલમાં.

૧૨ શ્રી ગોપાલલાલજીની પાસે કાશીમાં.

૧૩ શ્રી હાજીપરવાળાં શોભાવહુજીને માથે પોરબંદરમાં.

૧૪ શ્રી મગનજી ઠઠાવાળાની પાસે જુનાગઢમાં.



# આશ્રય પત્રિકા.

આ પુસ્તક છપાયા અગાઉ જે સજ્જનોએ ઉદાર દિલથી સહાયતા કીધી છે તેઓનાં નામની ટીપ:—

| મુંબઈ | નકલ. |
|---|---|
| રા૦ રા૦ બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠક બુકસેલર. ... ... | ૨૫ |
| હિતૈષી પુષ્કરણા જોશી, ધરમશી નરશી... ... ... | ૧૦ |
| સ્નેહી સોની, જમુનાદાસ ઘેલાભાઈ ... ... ... | ૫ |
| વૈષ્ણવ કન્હીયાલાલ ... ... ... ... ... | ૫ |
| વૈષ્ણવ કેદારનાથ જગંનાથ ... ... ... ... | ૫ |
| રા૦ રા૦ છગનલાલ ભવાનીશંકર શાસ્ત્રી .. ... ... | ૩ |
| ઠક્કર દયાળ ગોપાલજી. ... ... ... ... | ૩ |
| મુલતાની ગોવર્ધનદાસ વલ્લભદાસ. ... ... ... | ૩ |
| ,, રતનચંદ ચાંદુમલ ... ... ... ... | ૨ |
| ચોકસી જમુનાદાસ તલકચંદ ... ... ... ... | ૨ |
| શા૦ ગિરિધર આદીતરામ વડનગરવાળા... ... ... | ૨ |
| ઠક્કર દામોદર માધવજી ... ... ... ... | ૨ |
| ,, કૃષ્ણદાસ જીવણ.. ... ... ... ... | ૧ |
| ,, હરિદાસ માવજી.. ... ... ... ... | ૧ |
| શા૦ જુઠા જાદવજી ... ... ... ... ... | ૧ |
| ઠક્કર નથુ ભોજા ... ... ... ... ... | ૧ |
| શા૦ ભાઇચંદ હેમરાજ ધોરાજીવાળા. ... ... ... | ૧ |
| ,, તલકચંદ બોધા બરેજવાળા. ... ... ... | ૧ |

| મુંબઈ. | | | | નકલ. |
|---|---|---|---|---|
| શા૦ માધવજી વિ૦ મોતીચંદ પોરબંદરવાળા | ... | ... | | ૧ |
| ,, માણેકચંદ વિ૦ હેમચંદ રહીજવાળા... | ... | ... | | ૧ |
| પુરોહીત, વાલજી રૂગનાથજી ગિરિનારા ... | ... | ... | | ૧ |
| પારેખ, મનસુખલાલ વલ્લભજી... | ... | ... | ... | ૧ |
| દેશાઇ મૂલચંદ વલ્લભદાસ ... | ... | ... | ... | ૧ |
| શા૦ વિઠ્ઠલદાસ મોતીચંદ કુતીઆણાવાળા. | ... | ... | | ૧ |
| ,, પીતાંબરદાસ માધવજી ... | ... | ... | ... | ૧ |
| ,, ત્રીભોવનદાસ કાલીદાસ ... | ... | ... | ... | ૧ |
| ,, પુરૂષોત્તમ કરમચંદ. ... | ... | ... | ... | ૧ |
| ,, વાસણજી તુલસીદાસ ... | ... | .. | ... | ૧ |
| વૈષ્ણવ કાલીદાસ મોરારજી ... | ... | ... | ... | ૧ |
| શા૦ લલુભાઈ છગનલાલ ... | ... | ... | ... | ૧ |
| ,, લલુભાઈ વ્રજલાલ... ... | ... | ... | ... | ૧ |
| ,, નરોત્તમદાસ અમુલખદાસ મેસાણાવાળા | ... | ... | | ૧ |
| ,, મૂલચંદ વીરચંદ... ... | ... | ... | ... | ૧ |
| ,, દામોદરદાસ ખુશાલદાસ ... | ... | ... | ... | ૧ |
| ,, ધરણીધરદાસ જેઠારામ ... | ... | ... | ... | ૧ |
| ,, મોહોકમ બેચર ... ... | ... | ... | ... | ૧ |
| જડીઆ, મણિલાલ ન્હાનાભાઈ... | ... | ... | ... | ૧ |
| ,, વિઠ્ઠલદાસ મગનલાલ ... | ... | ... | ... | ૧ |
| ઠક્કર દયાલ ટોપણ ... ... | ... | ... | ... | ૧ |
| ,, હરિદાસ દયાલ ... ... | ... | ... | ... | ૧ |

| મુંબઈ | નકલ. |
|---|---|
| ઠક્કર મૂલજી આણંદજી ... ... ... ... | ૧ |
| મુલતાની. ઈશ્વરદાસ નારાયણદાસ. ... ... ... | ૧ |
| ,, ઈશ્વરદાસ મેઘજીમલ ... ... ... ... | ૧ |
| ,, આસનમલ મગનમલ ... ... ... ... | ૧ |
| ,, રૂપચંદ તીર્થદાસ ... ... ... ... | ૧ |
| શા૦ પરમાણંદ ઉત્તમરામ ... ... ... ... | ૧ |
| ,, ભગવાનદાસ મૂલચંદ ... ... ... ... | ૧ |
| શાસ્ત્રી, લાલજી પીતાંબર કારપેન્ટર પ્રુફરીડર ... ... | ૧૧ |
| વૈષ્ણવ લક્ષ્મિદાસ વીરજી ... ... ... ... | ૧ |
| ઠક્કર પુરૂષોત્તમ લધાભાઈ ... ... ... ... | ૧ |
| ,, પરમાણંદ ખીમજી. ... ... ... ... | ૧ |
| વૈષ્ણવ ઓધવજી જીવરાજ ... ... ... ... | ૧ |
| ભગત ખીમજી પરબત. ... ... ... ... | ૧ |
| મણીઆર, બકોલ પોપટ ભાવનગરવાળા... ... ... | ૧ |
| શા૦ અંબાઇદાસ વિ૦ ગોપાલજી ... .. ... | ૧ |
| ,, મોતીચંદ વિ૦ હરખચંદ ... ... ... ... | ૧ |
| પુરોહિત લિંબોડીયા ચત્રભુજ ખીમજી ગિરિનારા ... ... | ૧ |
| શા૦ ગોકુલદાસ ભીખા.. ... ... ... ... | ૧ |
| ,, લીલાધર વિ૦ કરમચંદ ગાંધી બામણાસાવાળા ... | ૧ |
| ,, હંસરાજ હેમરાજ.. ... ... ... ... | ૧ |
| ,, લાલજી જીવરાજ... ... ... ... ... | ૧ |
| ,, વિઠ્ઠલદાસ લાધા ... ... ... ... ... | ૧ |
| ઠક્કર મૂલજી જેઠા ... ... ... ... ... | ૧ |

| મુંબઇ | | નકલ. |
|---|---|---|
| ઠક્કર કુંવરજી વીસનજી ... ... ... ... | | ૧ |
| ,, લક્ષ્મિદાસ વીશ્રામ. ... ... ... ... | | ૧ |
| શા૦ મકનજી પ્રેમજી... ... ... ... ... | | ૧ |
| મિત્રમણિ કૃષ્ણાજી સુંદરજી પાઠ.. . ... | પ્રેઝંટ... | ૧ |
| મિત્રમણિ કૃષ્ણજી જયકૃષ્ણ ... ... ... | પ્રેઝંટ .. | ૧ |
| મિત્રમણિ વેલજી ચત્રભુજ મુખીઆજી ગિરિનારા ઠાકર | પ્રેઝંટ... | |
| જોશી દુલભજી મદનજી ગિરિનારા ... ... ... | | ૧ |
| શા૦ ભગવાન વછરાજ.. ... ... ... ... | | ૧ |
| ,, રણછોડદાસ લક્ષ્મિદાસ મોદી પલસાણાવાળા ... ... | | ૧ |
| ઠક્કર પ્રાગજી વલ્લભજી. ... ... ... ... | | ૧ |
| ગેના પ્રાગજી ડાહ્યાભાઈ. ... ... ... ... | | ૧ |
| ઠક્કર વીસનજી દેવજી ... ... ... ... ... | | ૧ |
| ,, સુંદરજી દેવજી ... ... ... ... ... | | ૧ |
| ,, વિઠ્ઠલદાસ આણંદજી. ... ... ... ... | | ૧ |

## ઉમરેઠ.

| | | |
|---|---|---|
| માનવંતા મહેરબાન શા૦ લલુભાઈ દીપચંદ ... ... | | ૨૫ |

## માધવપુર.

| | | |
|---|---|---|
| જેષ્ઠબંધુ વહાલજી વિ૦ દામોદર... ... ... | પ્રેઝંટ... | ૧ |
| સ્નેહી જોશી લાલજી ચત્રભુજ ... ... ... | પ્રેઝંટ... | ૧ |
| સ્નેહી પુરોહિત કલ્યાણજી મૂલજી .. ... ... | પ્રેઝંટ... | ૧ |
| હિતૈશ્રી દામોદર શામજી વૃંદાવન.. ... ... | પ્રેઝંટ... | ૧ |

| રતલામ. | નકલ. |
|---|---|
| શા૦ રણછોડલાલ મનસુખરામ... ... ... ... | ૧ |
| ,, અંબાલાલ હરિવલ્લભદાસ ... ... ... ... | ૧ |
| ,, વૈષ્ણવ નાથજી ... ... ... ... ... | ૧ |
| ,, મગનલાલ રણછોડદાસ ... ... ... ... | ૧ |

## વિંગોરલા.

| | |
|---|---|
| શેઠ જીવણદાસ દ્વારકદાસ ... ... ... ... | ૧ |
| ઠક્કર વિઠ્ઠલદાસ વીરજી.. ... ... ... ... | ૧ |
| ,, વિઠ્ઠલદાસ કાનજી... ... ... ... ... | ૧ |
| મિત્રમણિ જોશી ધરમશી ગોપાલજી ... ... ... | ૧ |
| ઠક્કર મુરારજી ટોપણ ... ... ... ... ... | ૧ |
| ,, ગોકુલદાસ ટોકરશી. ... ... ... ... | ૧ |
| ,, વાઘજી પેહેરાજ ... ... ... .. ... | ૧ |
| ,, પુરૂષોત્તમ વેલજી .. ... ... ... ... | ૧ |
| ,, વલ્લભદાસ લાલજી. ... ... ... ... | ૧ |
| ,, કૃષ્ણદાસ સુરજી ... ... ... ... ... | ૧ |

## કલીકોટ.

| | |
|---|---|
| શેઠ કલ્યાણજી સુંદરજી.. ... ... ... ... | ૨ |
| ,, હરિદાસ ખીમજી... ... ... ... ... | ૨ |
| ,, નાનજી મકનજી ... ... ... ... ... | ૧ |
| ,, લાલજી નથુ ... ... ... ... ... | ૧ |
| મિત્રમણિ જોશી, રણછોડદાસ મમલાણી બુકસેલર... ... | ૧૫ |

| કલીકોટ. | નકલ. |
|---|---|
| વૈષ્ણવ ભીમજી પદમશી શ્રીબાલકૃષ્ણજીના મુખીઆજી ... | ૧ |
| શા૦ ચુનીલાલ હરિવલ્લભદાસ ... ... ... ... | ૧ |
| માનવંતા પ્રાઈવેટ સ્કુલમાસ્તર મૂલજી ખીમજી ... ... | ૧ |
| ઠક્કર દામજી વિ૦ રાએશી ... ... ... ... | ૧ |
| ,, ભગવાનદાસ પુરૂષોત્તમ ... ... ... ... | ૧ |
| ભણુસાલી ધરમશી ભાણજી ... ... ... ... | ૧ |
| ,, વેલજી આસર. ... ... ... ... | ૧ |
| ઠક્કર ટોકરશી મેઘજી... ... ... ... ... | ૧ |
| ,, ખટાઉ પુરૂષોતમ... ... ... ... ... | ૧ |
| ,, લાલજી વીરજી ... ... ... ... ... | ૧ |
| ,, ત્રીકમદાસ કાનજી.. ... ... ... ... | ૧ |
| શા૦ ગોકલદાસ મદનજી. ... ... ... ... | ૧ |

## કોચીન.

| | |
|---|---|
| મિત્રમણિ કોઠારી, દેવચંદ ચત્રભુજ ... ... પ્રેઝંટ... | ૧ |

## અલપઇ.

| | |
|---|---|
| મિત્રમણિ ઠક્કર જાદવજી પ્રાગજી પોરબંદરવાળા. ... ... | ૧ |
| ,, ,, લાલજી વીસનજી ,, ... ... | ૧ |
| માનવંતા પ્રાઇવેટ સ્કુલમાસ્તર માધવદાસ સવજી રાજકોટવાળા. | ૧ |
| ઠક્કર નારાણદાસ વિ૦ રામદાસ કચ્છ નલીઆવાળા... ... | ૧ |
| ,, મેઘજી હેમરાજ ... ... ... ... ... | ૧ |
| મિત્રમણી ભટ નરોત્તમ વિષ્ણુરામ પોરબંદરવાળા... ... | ૧ |

| અલપાઇ. | નકલ. |
|---|---|
| સેન્દ્રી જોશી જીવનદાસ જેઠા કચ્છ મુંદરાવાળા ... ... | ૧ |
| ઠક્કર નાનજી વિ૦ ધારશી કચ્છ નરીઆવાળા ... ... | ૧ |
| ,, હંસરાજ ત્રીકમજી પોરબંદરવાળા ... ... ... | ૧ |
| .. જીવણ જેઠા પોરબંદરવાળા.. ... ... ... | ૧ |
| ,, જેરાજ લાલજી ... ... ... ... ... | ૧ |
| ,, ઓધવજી ત્રીકમદાસ પોરબંદરવાળા ... ... ... | ૧ |
| ,, દેવજી વિઠ્ઠલદાસ... ... ... ... ... | ૧ |
| ,, ભગવાનદાસ ગાંગજી ... ... ... ... | ૧ |
| શા૦ જેઠાભાઈ વિઠ્ઠલજી પોરબંદરવાળા ... ... ... | ૧ |
| ,, લાધા ડોસા ... ... ... ... ... | ૧ |

## ત્રીવંદરમ ત્રાવનકોર.

| | |
|---|---|
| કપોલ મહેતા વીરજી રવજી ટીંબીવાળા ... ... ... | ૧ |
| શા૦ તુલસીદાસ ઠાકરશી ... ... ... ... | ૧ |

## કોલમ.

| | |
|---|---|
| ઠક્કર જીવણદાસ લીલાધર ... ... ... ... | ૧ |

## (પરસ્યનગલફ) ભારેનબંદર.

| | |
|---|---|
| મહેરબાન કષ્ટમ માસ્તર લક્ષ્મિદાસ જાનીમલ ... ... | ૧ |
| શેઠ પરમાણંદ પુજ્ય તેજનમલ કંધારી... ... ... | ૧ |
| ,, ઉદ્ધવદાસ લધામલ. ... ... ... ... | ૧ |
| ,, તેજનમલ રતુમલ... ... ... ... ... | ૧ |

## (પરસ્યનગલફ) ભારેનબંદર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| શેઠ આસનમલ ક્ષુલનમલ | ... | ... | ... | ... | ૧ |
| ,, ગોપાલદાસ વસંધમલ | ... | ... | ... | ... | ૧ |
| ,, વિષ્ણુદાસ હલણદાસ | ... | ... | ... | ... | ૧ |
| ,, પીતાંબરદાસ મૂલચંદ | ... | ... | ... | ... | ૧ |
| ,, સ્વામીદાસ મૂલચંદ. | ... | ... | ... | ... | ૧ |
| ,, દામોદરદાસ તારાચંદ | ... | ... | ... | ... | ૧ |
| ,, જશુમલ હેણુમલ. | ... | ... | ... | ... | ૧ |
| ,, મૂલચંદ ગોકુલદાસ. | ... | ... | ... | ... | ૧ |
| ,, મગુમલ મયારામ... | ... | ... | ... | ... | ૧ |
| ,, ઇસરદાસ વસણુમલ | ... | ... | ... | ... | ૧ |
| ,, ધરીઆનામલ મૂલચંદ | ... | ... | ... | ... | ૧ |
| ,, રૂતનમલ મૂલચંદ... | ... | ... | ... | ... | ૧ |
| ,, પુરશોત્તમદાસ તીરથદાસ | ... | ... | ... | ... | ૧ |
| ,, ગંડામલ ગંગારામ.. | ... | ... | ... | ... | ૧ |
| ,, ગંગારામ જેહાનંદ. | ... | ... | ... | ... | ૧ |
| ,, ખીમનમલ ખુશાલદાસ. | ... | ... | ... | ... | ૧ |
| ,, ત્રીકમદાસ પ્રેહેલાદદાસ. | ... | ... | ... | ... | ૧ |

## સિદ્ધપુર.

| | | | | |
|---|---|---|---|---|
| શા૦ ચુનીલાલ મૂલચંદ મહેતા... | ... | ... | ... | ૧૦ |



# જાહેર ખબર.

મારા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો નીચે લખેલા ઠેકાણેથી મળશે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| દીનતા આશ્રયનાં પદસંગ્રહ ... ... ... | ૦ | ૬ | ૦ |
| પુષ્ટિમાર્ગીય નિત્યનિયમ પાઠ ... ... ... | ૦ | ૧ | ૬ |
| છાસઠ અપરાધ (શ્રી હરિરાયજી કૃત) ... ... | ૦ | ૪ | ૦ |
| વલ્લભાખ્યાન અને મૂળપુરૂષ ... ... ... | ૦ | ૧ | ૦ |
| રાસલીલા ભાગ ૧ આવૃતિ બીજી ... ... ... | ૦ | ૮ | ૦ |
| રાસલીલા ભાગ ૨ ,, ... ... ... | ૦ | ૮ | ૦ |
| શ્રી આચર્યજી જન્મચરિત્ર પ્રકાશ ... ... ... | ૦ | ૪ | ૦ |
| શ્રી ગોકુલ વૃંદાવનના ચંદ્રાવળા ... ... ... | ૦ | ૧ | ૦ |
| તીર્થયાત્ર પ્રબંધ ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| નિત્યલીલા તથા વનખેલલીલાના ચંદ્રાવળા ... ... | ૦ | ૨ | ૦ |
| શ્રી યમુનાજીના ૪૦ પદ ... ... ... ... | ૦ | ૧ | ૦ |
| મોહનમાલા (ચોરાસી વૈષ્ણવ અને બસો બાવન વૈષ્ણવની અનુક્રમ દોહાવળી)... ... ... ... | ૦ | ૪ | ૦ |

એ શિવાય બીજા પણ વૈષ્ણવ ધર્મનાં પુસ્તકો મંગાવવાથી કીફ્રાયત ભાવે મોકલી આપવામાં આવશે.

ઠેકાણું;—મુંબઇ, ભૂલેશ્વર બજાર, પત્રાવડી અને દડીઆની દુકાને.

રેવાશંકર વેલજી જાની
વૈષ્ણવ ધર્મનાં પુસ્તકો
પ્રસિદ્ધ કર્ત્તા.